# નાટ્ય કથારસ.

[ શેક્સપીઅર કથાસંગ્રહ. ]

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.

કીંમત રૂ. ૧-૪-૦

# નાટ્ય કથારસ.

## TALES FROM SHAKESPEARE

## શેકસ્પીઅર કથાસંગ્રહ.

### ભાગ બીજો.

આવૃત્તિ બીજી.

પ્રકાશક,

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.**

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ, કાલબાદેવી રોડ,

મુંબઈ.

મુંબઈ વૈભવ પ્રેસ, સૅંડર્સ્ટ રોડ, ગિરગામ-મુંબઈ.



કીમ્મત રૂ. ૧-૪-૦

( સપ્ટેમ્બર ૧૯૨૩ )

# અનુક્રમણિકા.



---:o:---

મુંબાઈ ઈલાકાના મેહેરબાન ડિરેકટર ઓફ પબ્લીક ઈન્સ્ટ્રકશન સાહેબે તથા કાઠિયાવાડ પ્રાંતના મે. એજ્યુકેશનલ ઈન્સ્પેકટર સાહેબે ઈનામ તથા લાઈબ્રેરીના પુસ્તક તરીકે મંજુર કરેલું

# બાળ સદ્બોધ વાર્તા શતક.


યોજક:

ખંડુભાઈ મકનજી ઉમરવાડિયા.


यन्नवे भाजने लग्न । संस्कारो नान्यथा भवेत ॥
कथाच्छलेन बालानां । नीति स्तदिह कथ्यते ॥

हितोपदेश.


છપાવી પ્રસિદ્ધ કર્તા,

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,

મુંબઈ.

મૂલ્ય રૂ. ૧-૮-૦

# નાટ્ય કથારસ.

## ભાગ ૨ જો.

## THE COMEDY OF ERRORS.

## ભૂલચૂકની હસાહસ.

સાયરેકસ અને એફેસસના રાજ્યની વચ્ચે વેર ચાલતું હતું. એફેસસમાં એક એવો ઘાતકી કાયદો ચાલતો હતો કે, સાયરેકસનો કોઇ પણ વેપારી એફેસસ શહેરમાં નજરે પડે તો તેને મારી નાંખવો અથવા તો એક હજાર માર્કસ ( એક જાતના ચલણી સીક્કા )નો દંડ લઈને તેને જીવતો મૂકવો.

ઈજીઅન નામનો સાયરેકસનો એક વૃદ્ધ વેપારી એફેસસમાં ફરતો જણાયો, તે આ ભારી દંડ આપે અથવા તો મોતની શિક્ષા પામે તે માટે તેને ત્યાંના ડ્યુક આગળ લઈ ગયા.

ઈજીઅન પાસે દંડ આપવાને પૈસા ન હતા, તેથી તેને મોતની શિક્ષા ફરમાવ્યા પહેલાં, તે કોણ હતો તથા એફેસસ કે જ્યાં સાયરેકસનો કોઈ પણ વેપારી દાખલ થાય તો તેને મોતની શિક્ષા થતી હતી ત્યાં શા માટે આવ્યો હતો તે બધી બીના કહી જવા ડ્યુકે હુકમ કર્યો. ઈજીઅને કહ્યું કે, તે મરવાથી ડરતો નથી, દિલગીરીથી તેની જીન્દગી તેને કડવી ઝેર જેવી થઈ પડી છે. પણ એક ભારી કામ તેની ઉપર આવી પડ્યું છે તેથી તે પોતાની દુઃખી જીન્દગીનું વૃત્તાંત કહી સંભળાવશે. તેણે નીચે પ્રમાણે પોતાની વાત શરૂ કરીઃ—

" હુ સાયરેક્યુસમાં જન્મ્યો હતો, અને વેપારી તરીકે ઉછર્યો હતો. હુ એક સ્ત્રી સાથે પરણીને તેની સાથે ઘણા સુખમાં રહ્યો હતો. પણ મારે એપીડેમનીઅમમાં જવું પડયું, ત્યાં કામના સબબે છ મહિના સુધી રહ્યો, અને વધારે વખત રહેવું પડશે એવું માલમ પડતાં મેં મારી સ્ત્રીને તેડાવી. તે ત્યાં આવી તે પછી તેણે બે છોકરા જણ્યા, પણ આશ્ચર્ય જેવું તો એ હતું કે, તેઓ એટલા તો એક બીજાને મળતા હતા કે, એક બીજાથી ઓળખાવા મુશ્કેલ હતા. મારી સ્ત્રી ઉતરી હતી ત્યાં બીજી એક ગરીબ સ્ત્રી હતી તેણે પણ બે જોડીઆ છોકરાઓને જન્મ આપ્યો હતો, અને તેઓ પણ એક બીજાને મળતા આવતા હતા. આ જોડીઆનાં માબાપ અતિશય ગરીબ હતાં તેથી મારા છોકરાઓની નોકરીમાં રાખવા માટે તેમની પાસેથી તેમના છોકરાઓને પણ મેં લઈને ઉછેર્યાં.

" મારા પુત્રો અતિ સુન્દર બાળકો હતા, અને મારી સ્ત્રી આવા પુત્રથી કાંઈ ઓછી મગરૂર ન હતીઃ અને તે રોજ સ્વદેશ પાછા ફરવા માટે કહેતી. મારી નાખુશી છતાં હું કબૂલ થયો અને એક અભાગ્યે ચોઘડીએ અમે વહાણ ઉપર ચઢયાં; કારણ કે અમે એપીડેમનીઅમથી એક લીગ સુધી હંકાર્યાં ન હતાં એટલામાં ભયંકર તોફાન ઉઠયું. અને તેનું જોસ જોઈને ખલાસીઓએ જોયું કે વહાણને બચવાની આશા નથી તેથી તેઓએ મછવામાં કુદી પડીને પોતાનો જીવ બચાવ્યો અને અમને વહાણમાંજ છોડી ગયા. અમે દરેક પળે તોફાનના જોરથી ડુબી મરવાની ધાસ્તી રાખતા હતા.

" હુ પોતે મોતથી ડરતો ન હતો છતાં મારી સ્ત્રીનું રડવું જોઈને તથા પોતાની માતાને રડતી જોઇને તેનું કારણ જાણ્યા વગર માત્ર સુંદર પુત્રો રડતા તે જોઇને મને અતિશય દુઃખ થતું હતુંઃ તેમને સહી સલામત રાખવા માટે શા ઉપાયો લેવા તે વિષે હું વિચાર કરવા લાગ્યો. એક નાની ડોળકાઠીને એક છેડે મારા નાના પુત્રને બાંધ્યો અને તેને બીજે છેડે જોડીઆ જન્મેલા નોકરના નાના છોકરાને બાંધ્યો, અને તેજ વખતે બાકી રહેલા બે જણાઓને બીજી ડોળકાઠી સાથે બાંધવા મારી સ્ત્રીને મેં કહ્યું. મોટા બે છોકરાની સંભાળ મારી સ્ત્રીને સોંપી અને

નાના બેની સંભાળ મેં રાખી. પછી તે બે ડોળકાઠીઓ અમે અમારા શરીર સાથે બાંધી; પણ તે યુક્તિ નિષ્ફળ ગઈ. અમારૂં વહાણુ એક ખડક ઉપર પછડાઇને ભાગી ગયું અને અમે અમારી ડોળકાઠીઓ સાથે પાણીમાં પડ્યાં, ત્યાં હું બે બાળકોને સાચવતો હતો તેથી મારી સ્રીની બરાબર સંભાળ લઇ ન શકયો, તેથી તે બે છોકરાઓ સાથે મારાથી છૂટી પડી ગઇ; પણ મારી નજર તેમનીજ તરફ હતી. (મારા ધારવા પ્રમાણે) કોરીન્થ આગળ તેમને મછીમારના મછવાએ ઉંચકી લીધાં, અને તેમને સહીસલામત ઉતર્યાં જોઇને, હું મારી સાથેના પુત્ર અને નોકરને બચાવવા માટે દરીઆનાં મોજાં સાથે યત્ન કરવા લાગ્યો. આખરે એક વહાણુ અમને ઉંચકી લીધા, ત્યાંના ખલાસીઓએ મને ઓળખીને સારૂં માન અને મદદ આપી, અને અમને સાયરેકસમાં ઉતાર્યાં; પણ તે વખતથી મારી સ્રી અને વડા પુત્રનું શું થયું તે હું જાણતો નથી.

"મારો એકનો એકજ પુત્ર જ્યારે અઢાર વરસનો થયો ત્યારે વારંવાર પોતાની માતા અને ભાઇને શોધવા માટે જવા કહેવા લાગ્યો અને તે સાથે નોકર પણ પોતાના ખોવાયેલા ભાઇને શોધવા જવા ઇચ્છા દર્શાવતો. આખરે મેં આનાકાનીથી રજા આપી, કારણ કે મારી સ્રી અને પુત્રની શોધ મેળવવા હું ખુશી હતો પણ મારો બાકી રહેલો નાનો પુત્ર પણ ખોવાઈ જાય એવી મને બીક હતી. મારો પુત્ર મને છોડીને ગયો છે તેને આજ સાત વરસ થયા છે; પાંચ વરસ થયાં હું તેની શોધ માટે દુનિયામાં મુસાફરી કરૂં છું. ગ્રીસ થઇને હું એશિયામાં ગયો હતો ત્યાંથી ઘર તરફ પાછા ફરતાં કોઇ પણ મોહું વસ્તીવાળું શહેર જોવા વગર રહી ન જાય એ મતલબે એફેસસમાં ઉતર્યો; અને આજે મારી જીન્દગીનો ઇતિહાસ પુરો થયો છે, અને મારી સ્રી અને પુત્રો જીવતાં છે એવી મારી ખાત્રી થાય તો હું મરવામાં પણ સુખ સમજું છું."

આ પ્રમાણે તે ગરીબ ઈજીઅને પોતાના દુઃખનો હેવાલ પુરો કર્યો; પોતાના પુત્રો ઉપરના પ્યારથી તે કમનસીબ પિતાએ પોતાને માથે જે ભય ખેંચી લીધો હતો તેથી દયા આણીને ડ્યુકે કહ્યું કે, જો કાયદા વિરૂદ્ધ ન હોય અને તેના લીધેલા સોગન તુટતા ન હોય તો તે હમણાંજ તેને

છોડી મૂક; તોપણ ત્યાંના સખત કાયદા પ્રમાણે તેજ વખતે મારી નાંખ-વાને બદલે તે કોઈ રીતે દંડ આપવા માટે પૈસા મેળવી શકે એવી આશાથી તે દિવસ જીવતો રહેવા દીધો. પણ આ એક દિવસની મહેરબાનીથી ઇજીઅનને કાંઈ મોટો લાભ થાય એવું ન હતું, કારણ કે એફેસસમાં કોઈ માણસ તેને ઓળખતું ન હતું કે, જે તેને માટે દંડના એક હજાર માર્કસ આપે; એટલા માટે તે આશા અને મદદ વગરનો ત્યાંથી દારોગા સાથે ગયો.

એફેસસમાં પોતાનો કોઇ ઓળખીતો નથી એમ ઇજીઅન ધારતો હતો; પણ જે વખતે તે પોતાના નાના પુત્રને શોધવા આવતાં તેણે પોતાની જીન્દગી જોખમમાં નાંખી હતી તેજ વખતે તે પુત્ર અને મોટો પુત્ર બેઉ જણા એફેસસ શહેરમાં હતા. ઇજીઅનના બેઉ પુત્રો ચહેરે અને શરીરે તદ્દન મળતા હતા, તેથી બેઉને એન્ટીફોલીસને નામે બોલા-વતા હતા, અને તેમના બેઉ જોડીઆ નોકરોને ડ્રોમીઓ નામે બોલાવતા હતા. ઇજીઅનનો નાનો પુત્ર, સાયરેકસનો એન્ટીફોલીસ, જેને તેનો વૃદ્ધ પિતા શોધવા આવ્યો હતો તે પણ જે દિને તેનો પિતા ત્યાં આવી પહોંચ્યો તેજ દિને આવ્યો હતો; તે પણ સાયરેકસનો વેપારી હતો તેથી પોતાના પિતાના જેવા ભયમાં હતો, પણ તેના સુભાગ્યે તેને એક મિત્ર મળ્યો, તેણે સાયરેકસનો એક વૃદ્ધ વેપારી ભયમાં હતો તે ખબર આપી અને પોતે એપીડેમનીઅમથી આવ્યો છે એમ કહેવા સલાહ આપી. એન્ટીફોલીસે તેમ કરવા કબુલ કર્યું, અને પોતાનો એક સ્વદેશી ભયમાં છે જાણીને દિલગીર થયો, પણ તેજ વખતે તે વૃદ્ધ વેપારી પોતાનો પિતા છે એમ તે જાણતો ન હતો.

ઇજીઅનનો મોટો પુત્ર (જેને તેના ભાઈ સાયરેકસના એન્ટીફો-લીસના નામથી જુદી રીતે ઓળખવા માટે એફેસસના એન્ટીફોલીસ તરીકે ઓળખીશું) એફેસસમાં વીસ વરસ થયાં રહેતો હતો, તે પૈસા-દાર હતો, અને પોતાના બાપની જીંદગી માટેના દંડની રકમ આપવાને તે શક્તિવાન હતો. પણ તે પોતાના બાપ વિષે કાંઈ જાણતો ન હતો. દરીઆમાંથી તેની મા સાથે જ્યારે મછીમારોએ તેને ઉચકી લીધો ત્યારે

તે બાળક હતો અને તેના માબાપની કાંઈ વાત તેને યાદ ન હતી. તેની માતાની અતિશય દિલગીરી વચ્ચે વડા પુત્રને અને તેના નોકર ડ્રોમીઓને વેચી નાંખવા માટે મછીમારો ઉંચકીને ચાલતા થયા. એફેસસના હાલના ડ્યુકના કાકા અને તે વખતના એક બહાદુર લડવૈયાને ત્યાં તેઓએ આ બેઉ બાળકો વેચ્યા. તે બહાદુર વીર પોતાના ભત્રીજાને મળવાને એફેસસ ગયો ત્યારે આ બેઉ છોકરાઓને પોતાની સાથે લઈ ગયો.

એફેસસના ડ્યુકને એન્ટીફોલીસ ગમી ગયો, તે જ્યારે મોટો થયો ત્યારે તેને પોતાના લશ્કરમાં રાખ્યો, તેણે લડાઈમાં ઘણી બહાદુરી બતાવી, અને પોતાના મુરબ્બી ડ્યુકનો જીવ બચાવ્યો. તેના બદલા તરીકે ડ્યુકે, એફેસસ શહેરની એડ્રીઆના નામની પૈસાદાર સ્ત્રી સાથે તેને પરણાવ્યો. જે વખતે તેનો બાપ ત્યાં આવ્યો હતો તે વખતે તે સુખમાં રહ્યો હતો. તેનો નોકર ડ્રોમીઓ તેની સાથેજ હતો.

એપીડેમનીઅમથી તે આવ્યો છે એવી સલાહ સાયરેક્સના એન્ટીફોલીસને આપ્યા પછી તેનો મિત્ર તેનાથી જુદો પડ્યો પછી એન્ટીફોલીસે પોતાના નોકરને પૈસા આપીને જે ધર્મશાળામાં તે ઉતર્યો હતો ત્યાં મોકલ્યો અને પોતે શહેરના લોકોની રીતભાત જાણવા માટે શહેરમાં ફરવા નીકળ્યો. ડ્રોમીઓ હસમુખો હતો. તેનો શેઠ જ્યારે દિલગીર થતો ત્યારે તે પોતાની ખુશ મશ્કરીથી તેને રીઝવતો હતો. તેથી આ બેઉ શેઠ નોકરને એક બીજા સાથે છૂટથી બોલવાની ટેવ પડી હતી.

સાયરેક્સનો એન્ટીફોલીસ પોતાના નોકરને મોકલી દીધા પછી, પોતાના ભાઈ અને માતાની શોધમાં તે નિષ્ફળ થયો હતો તે વિષે વિચાર કરવા લાગ્યો. તે મનમાં બોલવા લાગ્યો, "આ સમુદ્રમાંના એક ટીપા જેવો હું છું. મારા બીજા ભાઇને હું શોધવા નીકળ્યો છું, પણ તેનો આ વિશાળ સમુદ્રમાં શી રીતે શોધ લાગે, એક માતા અને ભાઇને શોધવા જતાં કદાચ હું પોતે પણ ખોવાઈ જઇશ." તે આ પ્રમાણે વિચારમાં ઉભો હતો એટલામાં (તેના ધારવા પ્રમાણે) ડ્રોમીઓને પાછો આવતો દીઠો. તે પાછો શા માટે આવ્યો તે માટે એન્ટીફોલીસ આશ્ચર્ય પામ્યો;

અને તેણે પૈસા કયાં મૂકયા" તે વિષે તેને પૂછ્યું. પણ તે તેનો નોકર ન હતો. તે તો વડા એન્ટીફોલીસ સાથે રહેલો વડો ડ્રોમીઓ હતો. ઈજીયનના જણાવ્યા પ્રમાણે બેઉ એન્ટીફોલીસો અને ડ્રોમીઆઓ તદ્દન મળતા હતા. મોટાં થતાં પણ તેમનામાં ફરક પડ્યો ન હતો, તેથી નાના એન્ટીફોલીસે તેને ઓળખ્યો નહિ અને આટલી વારમાં તે શા માટે પાછો ફર્યો તે પૂછ્યું. ડ્રોમીઓએ જવાબ આપ્યો. "મારી શેઠાણીએ તમને જમવા માટે તેડવા મોકલ્યો છે. જલદી ચાલો, નહિ તો ખાવાનું ઠંડું પડી જશે." એન્ટીફોલીસે કહ્યું, "આ કાંઈ મશ્કરીનો વખત નથી. મેં તને પૈસા આપ્યા તે કયાં મૂકયા છે?" નોકરે એટલોજ જવાબ આપ્યો કે, શેઠાણીએ તમને જમવા માટે ઘેર તેડવા મને મોકલ્યો છે. એન્ટીફોલીસે પૂછ્યું, "કઈ શેઠાણી?" ડ્રોમીઓએ ઉત્તર વાળ્યો, "તમ નામદારની પત્ની, સાહેબ." એન્ટીફોલીસ પરણેલો ન હતો તેથી ડ્રોમીઓની ચાલથી ગુસ્સે થઇને બોલ્યો, "હું તારી સાથે કોઈ વખત હસું બોલું છું તેનો લાભ તું આવી મશ્કરી કરવામાં લે છે. હાલ હું આનંદમાં નથી. પૈસા કયાં છે? આપણે અહીં પરદેશી છીએ, તેથી તને સોંપેલા આટલા બધા પૈસા કોની પાસે રાખી આવ્યો?" એન્ટીફોલીસની આવી નવાઈ જેવી વાત સાંભળીને ડ્રોમીઓ સમજ્યો કે, તે મશ્કરી કરે છે તેથી ખુશ સ્વભાવે બોલ્યો, "મહેરબાની કરીને સાહેબ, જમતી વખતે મશ્કરી કરજો. મને તો મારી શેઠાણી અને તેની બહેન સાથે જમવા માટે તમને તેડવા મોકલ્યો છે, એ શિવાય બીજું કાંઈ સોંપ્યું નથી." હવે એન્ટીફોલીસથી ગુસ્સો સહન ન થયો. તે ડ્રોમીઓને મારવા લાગ્યો. તે તેના હાથમાંથી છટકીને ઘર તરફ દોડ્યો અને પોતાની શેઠાણીને કહ્યું કે, શેઠ ઘેર જમવા આવવા ના પાડે છે અને કહે છે કે, તેને પત્ની નથી.

વડા એન્ટીફોલીસની પત્ની એડ્રીઆના પોતાના પતિ તરફનો આવો સંદેશો સાંભળી ગુસ્સે થઈ ગઈ. તે અદેખા સ્વભાવની હતી તેથી બોલી કે, તેનો પતિ બીજી કોઈ સ્ત્રીને તેના કરતાં વધારે ચહાય છે; અને તે પોતાના પતિ તરફ કઠોર અને અદેખાઈના શબ્દોનો વરસાદ વરસાવવા લાગી, પણ તેની સાથે તેની બહેન લુસીઆના રહેતી હતી, તેણે તેને આવો વગર પાયાનો શક ન લઈ જવા સમજાવી.

નાનો એન્ટીફોલીસ પોતાને ઉતારે ગયો, ત્યાં ડ્રોમીઓ પૈસા સાચવીને બેઠો હતો. ત્યાં પોતાના ડ્રોમીઓને જોઈ તેણ રસ્તામાં મશ્કરી કરી તેથી ધમકાવવા જતો હતો એટલામાં એડ્રીઆના ત્યાં આવી પહોંચી. નાના એન્ટીફોલીસે આ સ્રીને કદી દીઠી ન હતી તેથી તેને ગુસ્સે થયેલી જોઇને તે આશ્ચર્ય પામ્યો. પણ તે તો તેને પોતાનો પતિ જાણી ઠપકો આપવા લાગી. તેણે તેને કહ્યું કે, લગ્ન પહેલાં તમે મને કેવા ચહાતા હતા અને મારે બદલે હવે બીજી સ્રીને શા માટે ચહાઓ છો. તે બોલી "એ કેમ બન્યું, મારા નાથ. અરે, મેં તમારો પ્યાર કેવી રીતે ખોઈ દીધો!" આશ્ચર્ય પામેલા એન્ટીફોલીસે પૂછ્યું, "સુંદરી, એ તું મને કહે છે!" તે તેનો પતિ નથી અને માત્ર બેજ કલાક થયાં એફેસસમાં આવ્યો છે એમ તકરાર લીધી, પણ તે બધી ફોકટ ગઈ. પણ તે તો તેને પોતાને ઘેર લઇ જવા બહોંશ કરવા લાગી. ગયા વગર છૂટકો નથી જાણીને તે પોતાના ભાઈને ઘેર ગયો, અને ત્યાં એડ્રીઆના અને તેની બહેન સાથે જમ્યો. ત્યાં એક તેને પોતાનો પતિ કહેતી અને બીજી બનેવીના નામે બોલાવતી. આ બધું તેણ આશ્ચર્ય પામીને જોયા કર્યું. તેણે ધાર્યું કે, કાંતો તે સ્વપ્નમાં પરણ્યો હશે અથવા તો તે હાલ ઉંઘતો હશે. અને ડ્રોમીઓ પણ પોતાના શેઠ સાથે ત્યાં આવ્યો હતો તે પણ થોડો આશ્ચર્ય પામ્યો ન હતો, કારણ કે, ત્યાં કામ કરનારી સ્રી જે તેના ભાઇની સ્રી હતી તે તેને પોતાના પતિ તરીકે બોલાવતી હતી.

જ્યારે નાનો એન્ટીફોલીસ પોતાના ભાઈની પત્ની સાથે જમતો હતો ત્યારે તેનો ભાઈ, એડ્રીઆનાનો ખરો પતિ, પોતાના નોકર ડ્રોમીઓ સાથે જમવા માટે ઘર આગળ આવી પહોંચ્યો. પણ ઘરની શેઠાણીએ તે દિવસે કોઇને પણ ઘરમાં દાખલ ન કરવા હુકમ આપ્યો હતો તેથી નોકરે તેને દરવાજો ન ઉઘાડ્યો. પણ જ્યારે તેણે ફરીથી દરવાજો અફાળીને કહ્યું કે, તેઓ તો એન્ટીફોલીસ અને ડ્રોમીઓ હતા ત્યારે ચાકરે હસીને જવાબ આપ્યો કે, એન્ટીફોલીસ તો પોતાની પત્ની સાથે ઘરમાં જમતો હતો અને ડ્રોમીઓ રસોડામાં હતો. તેઓએ દરવાજા જોરથી

અફાળી નાંખ્યા પણ કોઈએ ઉઘાડ્યા નહિ તેથી મોટો એન્ટીફોલીસ ગુસ્સે થઈને ત્યાંથી જતો રહ્યો. પણ પોતાની સ્ત્રી સાથે કોઇ જમતો હતો એવી વાત સાંભળીને તે આશ્ચર્ય પામ્યો.

નાનો એન્ટીફોલીસ જમી રહ્યો. તે સ્ત્રી તેને હજી પણ પતિ તરીકે બોલાવતી હતી તેથી તે ગુંચવાડામાં પડ્યો હતો. ડ્રોમીઓ પણ તે સ્ત્રી નોકરથી કંટાળ્યો હતો અને તેથી કાંઈ બહાનું કાઢી ત્યાંથી જતો રહેવા માગતો હતો. લુસીઆનાથી તે આનંદ પામ્યો હતો, પણ તેની અદેખા સ્વભાવની બહેન એડ્રીઆનાથી તે કંટાળી ગયો હતો. ડ્રોમીઓ પણ રસોડામાંની સુન્દરીથી કંટાળ્યો હતો. તેથી તેઓ જેમ બન્યું તેમ જલદીથી ત્યાંથી નીકળી ચાલ્યા.

નાનો એન્ટીફોલીસ ઘરમાંથી બહાર નીકળ્યો એટલામાં તેને એક સોની મળ્યો. તેણે પણ એડ્રીઆનાની માફક તેને મોટો એન્ટીફોલીસ જાણી બોલાવીને એક સોનાની સાંકળી આપી. પણ તે સાંકળી તેની નથી અને તે લેવાનો નથી એમ જ્યારે તેણે કહ્યું, ત્યારે સોનીએ જવાબ વાળ્યો કે તેનાજ હુકમથી તે તેણે બનાવી હતી. સોની તો તેના હાથમાં સાંકળી આપીને જતો રહ્યો. પણ એન્ટીફોલીસે જુદોજ વિચાર કર્યો. તે દિવસના બધા બનાવો એવા હતા કે, તે પોતાને જાદુગરોના હાથમાં ફસાયેલો સમજ્યો અને તેથી જેમ બને તેમ ત્યાંથી જલદીથી જતો રહેવા માગતો હતો. તેણે ડ્રોમીઓને હુકમ કર્યો કે, આપણો સામાન વહાણ ઉપર ચઢાવ. જે સોનીએ નાના એન્ટીફોલીસને સાંકળી આપી હતી તેને બીજા કોઈએ પોતાના કરજ માટે પકડાવ્યો. તેના કરજની રકમ સાંકળીની કિંમતથી પૂરી થાય એવી હતી. જે વખતે સોનીને અમલદાર પકડતો હતો તે વખતે પરણેલો એન્ટીફોલીસ ત્યાં આવી પહોંચ્યો. સોનીએ તેને જોતાંજ પોતાની આપેલી સાંકળીની કિંમત માગી. તેના પૈસા મળે તો તે છૂટી શકે એવું હતું. પોતાને સાંકળી મળી નથી એવું એન્ટીફોલીસે કહ્યું, પણ સોનીએ બહોંશ કરી કે, થોડા વખત પહેલાંજ તેણે તેને સાંકળી આપી હતી. તેઓએ ઘણી વાર તકરાર કરી. બેઉ જણા

પોતપોતાને ખરા સમજવા લાગ્યા. આ બેઉ ભાઈઓ એકબીજાને એવા મળતા હતા કે, સોનીની તો ખાત્રીજ હતી કે, તેણે તેને સાંકળી આપી હતી. આખરે કરજ માટે સોનીને અમલદાર કેદખાને લઈ જવા લાગ્યો, ત્યારે સોનીએ પોતાના કરજી તરીકે એન્ટીફોલીસને પણ પકડવા કહ્યું. અમલદાર એન્ટીફોલીસને પણ પોતાની સાથે કેદખાને લઈ ગયો.

મોટો એન્ટીફોલીસ જતો હતો એટલામાં તેને નાનો ડ્રોમીઓ મળ્યો. તેને પોતાનો નોકર સમજીને જેટલા પૈસા માટે પોતાને પકડવામાં આવ્યો હતો તેટલા પૈસા એડ્રીઆના આગળથી લાવવા હુકમ કર્યો. જે ઠેકાણે જમ્યા પછી તેઓ ત્યાંથી નાશી આવ્યા હતા છતાં ત્યાં તેનો શેઠ તેને પાછો કેમ મોકલતો હતો તે જાણીને ડ્રોમીઓ આશ્ચર્ય પામ્યો. તે તો પોતાના શેઠને વહાણુ હંકારવા માટે તૈયાર છે એમ કહેવા આવ્યો હતો, પણ તે શેઠનો મીજાસ આનંદમાં નથી જાણી બીજો જવાબ આપ્યા વગર ત્યાંથો જતો રહ્યો. તે રસ્તે ચાલતાં બડબડવા લાગ્યો. “ ડાઉસાબેલ મને પતિ તરીકે બોલાવે છે ત્યાં તો જવું પડે છે. મારે જવું તો જોઈએ. નોકરોએ શેઠનો હુકમ તો માનવોજ જોઇએ. ”

એડ્રીઆનાએ તેને પૈસા આપ્યા. તે પાછો ફરતો હતો એટલામાં નાનો એન્ટીફોલીસ મળ્યો. તે નવા નવા બનતા બનાવોથી આશ્ચર્ય પામતો હતો. તેનો ભાઇ એફેસસમાં જાણીતો હતો તેથી રસ્તામાં મળતા ઘણાખરા માણસો નાના એન્ટીફોલીસને જાણે તેના જુના ઓળખીતા હોય તેમ સલામ કરતા. કેટલાક તેને પોતાના કરજના પૈસા આપી જતા. કેટલાક તેને પોતાને ત્યાં મળવા આવવા કહેતા. કેટલાક તેના માયાળુપણાનો ઉપકાર માનતા. દરેક જણ તેના ભાઇને બદલે ભૂલ ખાતો. એક દરજીએ તેને માટે ખરીદ કરેલું રેશમી કાપડ તેને બતાવ્યું, અને કપડાં શીવવા માટે તેનું માપ લીધું.

એન્ટીફોલીસ વિચારવા લાગ્યો કે, તે જાદુગરો અને ડાકણોના રાજ્યમાં આવી પડેલો છે. તેના આવા ગુંચવાડામાં ડ્રોમીઓના આવી પહોંચવાથી વળી વધારો થયો. તેણે પૂછ્યું કે, તમને અમલદાર કેદમાં લઈ જતો હતો તેના હાથમાંથી તમે કેમ છૂટ્યા, એમ કહીને એડ્રીઆ-

નાએ કરજ આપવા માટે આવેલી પૈસાની રકમની કોથળી તેના હાથમાં મૂકી. પોતાના પકડાવાની અને કેદખાનાની, તેમજ એડ્રીઆના પાસેથી ડ્રોમીઓ પૈસા લાવ્યો એ વાત સાંભળીને નાનો એન્ટીફોલીસ વધારે ગુંચવાયો. તે બોલ્યો, "આ બીચારો ડ્રોમીઓ ખરેખરો ઘેલો થયો છે, અને અમે અહિં માયામાં ખેંચાઇએ છીએ." તે તદ્દન ગુંચવાઈ જઈને બોલી ઉઠયો, "કોઈ ઈશ્વરી શકિત અહીંથી અમને છોડવે તો સારૂં!"

એટલામાં એક અજાણી સ્ત્રીએ આવી તેને એન્ટીફોલીસ તરીકે બોલાવીને કહ્યું કે, તે તેની સાથે આજે જમ્યો હતો અને તેને જે સોનાની સાંકળી આપવા વચન આપ્યું હતું તે સાંકળી તેણે માગી. પણ હવે એન્ટીફોલીસ પોતાની બધી ધીરજ ખોઈ દીધી. તેણે સ્ત્રીને જાદુગરણી કહી; પોતે તેને ઓળખતો નથી, તેને સાંકળી આપવા વચન આપ્યું નથી, તેમજ તેની સાથે જમ્યો પણ નથી એવું તેણે જણાવ્યું. એન્ટીફોલીસ તે દિને પોતાની સાથે જમ્યો હતો એવો બહોંશ તે સ્ત્રીએ ચાલુ રાખી, અને એન્ટીફોલીસ ના પાડતો હતો છતાં તેણે સોનાની સાંકળી માગી; જો તે સાંકળી ન આપે તો તેના બદલામાં પોતે આપેલી કીંમતી વીંટી પાછી આપવા તે સ્ત્રીએ તેને જણાવ્યું. આ ઉપરથી એન્ટીફોલીસ તદ્દન ગાંડા જેવો થઇ ગયો, તે તેને જાદુગરણી અને ડાકણ તરીકે બોલાવી, તેને પોતાને વિષે તથા તેની વીંટી વિષે કાંઈ જાણતો નથી કહીને ત્યાંથી દોડી ગયો. તે સ્ત્રી તો તેનો આવો દેખાવ જોઇને તેની પાછળ આશ્ચર્યથી જોતી ઉભી રહી. તે તેની સાથે જમ્યો હતો, તેની વીંટી લઇ તેને બદલે સાંકળી આપવા તે કબૂલ થયો હતો છતાં તે ફરી શા માટે ગયો તેનું કારણ તે સમજી ન શકી. આ સ્ત્રી પણ બીજાની માફક તેને ભૂલી હતી. તેણે નાના એન્ટીફોલીસને મોટો એન્ટીફોલીસ ધાર્યો. જે વાતો સાંભળી નાનો એન્ટીફોલીસ ચીડાયો હતો તે બધી પરણેલા એન્ટીફોલીસે કરી હતી.

નાનો એન્ટીફોલીસ ઘરમાં જમતો હતો ત્યારે પરણેલા એન્ટીફોલીસને ઘરમાં દાખલ થવા ન દીધો, તેથી તે ગુસ્સે થઇ ગયો. તેની પત્ની અદેખી હતી અને અદેખાઇને લીધે ઘરમાં આવવા નથી દેતી

જાણી, તે ત્યાંથી ગયો. તેની સ્ત્રી વારંવાર તેને બીજી પારકી સ્ત્રીઓની મુલાકાતે તે જાય છે કહીને ઠપકો આપતી, અને તેજ બહાનું આજ પણ કાઢીને તેને પોતાના ઘરનો દરવાજો નથી ઉઘાડતી એમ તેની ખાત્રી થઈ. તે આ બીજી સ્ત્રીને ત્યાં જમવાનો ઠરાવ કરીને તેને ત્યાં ગયો. તે સ્ત્રીએ તેને સભ્યતાથી પોતાના ઘરમાં દાખલ કર્યો. જે સોનાની સાંકળી તે પોતાની પત્નીને આપનાર હતો તે તેણે આ સ્ત્રીને આપવા વચન આપ્યું. આ સોનાની સાંકળી તેજ હતી કે જે સોની ભૂલથી નાના એન્ટીફોલીસને આપી ગયો હતો. તે સ્ત્રી એક સુન્દર સોનાની સાંકળી મેળવવાના વિચારથી એટલી તો ખુશી થઈ કે, તેણે તેના બદલામાં પરણેલા એન્ટી-ફોલીસને વીંટી આપી. તેણે જ્યારે તેની વીંટી પોતાની પાસે નથી અને તે તેને ઓળખતો નથી એમ કહ્યું, ત્યારે તે સ્ત્રીએ ધાર્યું કે, તેનું મગજ ઠેકાણે નથી. આ ઉપરથી તેણે, તારો પતિ ગાંડો થઇ ગયો છે, એમ એડ્રીઆનાને જઇને કહેવાનો ઠરાવ કર્યો. જ્યારે તે એડ્રીઆનાને ઉપલી વાત કહેતી હતી એટલામાં અમલદાર મોટા એન્ટીફોલીસને લઈને તેને ઘેર આવ્યો. એન્ટીફોલીસે મંગાવેલા પૈસા એડ્રીઆના પાસેથી લઇને ડ્રોમીઓ નાના એન્ટીફોલીસને આપી આવ્યો હતો.

મોટા એન્ટીફોલીસ પોતાને ઘરમાં ન આવવા દીધો એમ કહીને પોતાની પત્નીને ઠપકો આપવા લાગ્યો ત્યારે તે સ્ત્રીએ એડ્રીઆનાને કહેલી તેની ગાંડાઈની વાત ખરી લાગી. તેજ દિને જમતી વખતે તે તેનો પતિ નથી એમ કહ્યા કરતો હતો તે યાદ લાવીને એડ્રીઆનાની ખાત્રી થઇ કે, તે ખરેખર ગાંડો થયો છે. તેણે અમલદારને પૈસા આપીને કાઢી મૂકયો અને પછી નોકરોને હુકમ કર્યો કે, શેઠને પકડીને બાંધો અને એક અંધારી ઓરડીમાં પૂરી મૂકો. પછી તેણે વૈદને બોલાવવા મોકલ્યો કે, તે આવીને તેને સાજો કરે. એન્ટીફોલીસ પોતાની ઉપર મૂકાયેલું તહોમત ખોટું છે એમ આખો વખત બૂમ પાડ્યા કરતો હતો. પણ તેની બૂમોથી તે ખરે-ખર ગાંડો છે એવી ખાત્રી થઈ. ડ્રોમીઓ પણ તે વાતની હઠ લેતો હતો તેથી તેને પણ બાંધીને તેના શેઠની સાથે પુરવામાં આવ્યો.

એડ્રીઆનાએ પોતાના પતિ અને નોકરને કેદ કર્યા પછી થોડીવારે એક નોકરે આવીને તેને ખબર આપી કે, તેઓ બેઉ જણા નાશી ગયા જણાય છે, કારણ તેણે બીજી ગલીમાં તેમને જતા દીઠા. આ સાંભળીને એડ્રીઆના પોતાની સાથે કેટલાક માણસો લઈ પતિને ફરીથી પકડવા માટે તે તરફ દોડી; તેની બહેન તેની સાથે ગઈ. જ્યારે તેઓ પડોસના એક મઠના દરવાજા આગળ આવી પહોંચી ત્યારે તેમણે એન્ટીફોલીસ અને ડ્રોમીઓને દીઠા. પણ જોડીઆ ભાઈઓના તદ્દન મળતાપણાથી તેઓ આ વખત ફરીને ઠગાયાં હતાં.

સાયરેકસનો એન્ટીફોલીસ તદ્દન મળતા ચહેરાથી થતા ગુંચવાડાએ મુંઝાયા કરતો હતો. સોનીએ જે સોનાની સાંકળી તેને આપી હતી તે તેણે ગળામાં પહેરી હતી. તે પોતાની આગળ નાકબુલ જતો હતો અને પૈસા આપવા ના પાડતો હતો, એમ કહીને સોની તેની પાસે ઉભો રહીને તેને ઠપકો આપતો હતો. પણ એન્ટીફોલીસ કહેતો હતો કે, તે પોતેજ તેને સવારના સાંકળી આપી ગયો હતો અને તે પછી ફરીથી તેને મળ્યોજ ન હતો.

એટલામાં એડ્રીઆના ત્યાં આવી પહોંચી. તેણે તેને પોતાના ગાંડા થયેલા પતિ તરીકે બોલાવીને તે રખેવાળોના હાથમાથી શી રીતે છૂટી આવ્યો તે પૂછ્યું. તેની સાથેના માણસો એન્ટીફોલીસ અને ડ્રોમીઓને પકડવા ગયા. પણ તેઓ બેઉ જણા મઠમાં દોડી ગયા અને ત્યાંની વડી જોગણનો આશ્રય માગ્યો.

વડી જોગણ પોતે તેનું કારણ જાણવા માટે બહાર આવી. તે ગંભીર અને પૂજ્ય દેખાવની સ્ત્રી હતી. તે દરેક કામ વિચાર કરીને કરતી. જે માણસ તેના આશ્રય નીચે આવ્યો હતો તે વિષે પુરી તપાસ કર્યા પછીજ તેને સોંપવો એવો તેણે ઠરાવ કર્યો. તેનો પતિ કેમ ગાંડો થયો તે વિષે તેની પત્નીને તે સખત સવાલો પૂછવા લાગી. તે બોલી, "તમારો પતિ એકદમ ગાંડો કેમ થયો ! શું તેણે પોતાની દોલત ખોઈ દીધી ! અથવા તેના કોઈ વહાલા મિત્ર અથવા પાસેના સગાના મરણથી તેનું માથું

ફરી ગયું ?" એડ્રીઆનાએ જવાબ વાળ્યો કે, એવું કાંઈ કારણ ન હતું. વડી જોગણે કહ્યું, "કદાચ તેણે તમારા કરતાં બીજી કોઇ સ્ત્રીને વધારે ચ.હી હશે અને તેથી તેની આવી સ્થિતિ થઇ હશે." એડ્રીઆનાએ કહ્યું કે, વારંવાર તે ઘરમાંથી બહાર રહે છે તેનું કારણ મને તો બીજી કોઇ સ્ત્રી તરફનો પ્રેમ જણાય છે.મોટો એન્ટીફોલીસ ઘરની બહાર ઘણીવાર રહેતો હતો તે બીજી સ્ત્રીના પ્યાર માટે નહિ, પણ એડ્રીઆનાના અદેખા સ્વભાવથી કંટાળી જ. એડ્રીઆનાની ચાલથી વડી જોગણ આ બધું પ્રથમથીજ પામી ગઈ હતી. પણ તેને મોઢેજ કબૂલ કરાવવા માટે પૂછ્યું, "અને તમે વારંવાર તેને એ માટે ઠપકો આપતાં હતાં?" એડ્રીઆનાએ જવાબ આપ્યો, "હા, શા માટે નહિ." વડી જોગણે કહ્યું, "પણ બરોબર નહિ આપતાં હો." એન્ટીફોલીસને બરોબર ઠપકો આપતી હતી એવી વડી જોગણની ખાત્રી કરવાના વિચારથી એડ્રીઆના બોલી, "હમેશ અમે એજ બાબત ઉપર વાત કરતાં હતાં. રાતના પણ હું એ વિષેજ બોલતી. જમતી વખત પણ બીજી વાત કરવા દેતી ન હતી. હું તેની સાથે એકલી હોઉં ત્યારે પણ એજ વાત. બે ચાર જણ આવ્યા હોય ત્યારે પણ એજ વાતનો તેને હું બોધ કરૂં છું. રોજ રોજ એકની એક વાતે ટોકયા છતાં પણ તે મારા કરતાં કોઈ બીજી સ્ત્રીને વધારે પ્યારથી ચહાય છે."

અદેખી એડ્રીઆનાને મોઢેથી આ બધી વાતો સાંભળી લીધા પછી વડી જોગણ બોલી, "અને એટલાથીજ તમારો પતિ ગાંડો થયો છે. અદેખી સ્ત્રીના કકળાટનું ઝેર હડખાયા કુતરાના દાંતોથી વધારે ઝેરી છે. તેની ઉંઘમાં તમારા રોજના કકળાટથી ખલલ પહોંચી છે તેથી તેનું માથું ભારી થઈ ગયું છે. જમતી વખતે પણ તમેજ બોલો છો અને તેને બોલવા નથી દેતાં તેથી તેને ખાધેલું પચતું નથી અને અજીર્ણ થાય છે. મિત્ર મંડળ સાથેની મોજમજાહ પણ તમે તેને પુરી ભોગવવા દેતાં નથી તેથી તે નિરાશ રહે છે. તમારી અદેખાઈનું પરિણામ એ આવ્યું કે, તમારો પતિ ગાંડો થઇ ગયો."

લુસીઆનાએ પોતાની બહેનની તરફથી કહ્યું કે, તે પોતાના પતિને હમેશ નરમાશથી ઠપકો આપતી હતી. પછી પોતાની બહેનને કહ્યું, "કાંઇ પણ જવાબ આપ્યા વગર તમે આ ઠપકો કેમ સાંભળી રહ્યાં છો?" પણ વડી જોગણે તેની ભૂલો ખુલ્લી રીતે બતાવી આપી હતી, તેથી તે બોલી, "એનો આપેલો ઠપકો વાજબી છે."

પોતાની ચાલથી એડ્રીઆના શરમાઈ હતી છતાં તેણે પોતાના પતિને મેળવવા બહોંશ કરવા માંડી. પણ વડી જોગણે જાહેર કર્યું કે, તે પોતાના ઘરમાં કોઈને આવવા દેનાર નથી, તેમજ તે કમનસીબ પુરૂષને તેની અદેખી પત્નીની સંભાળમાં સોંપનાર નથી. પણ તેને સાજો કરવા માટે તે દરેક ઉપાય લેશે. પછી તે ઘરમાં ચાલી ગઈ અને નોકરોને હુકમ કર્યો કે, દરવાજા બંધ કરો.

આજને પ્રખ્યાત દિવસે જ્યારે બે જોડીઆ ભાઇઓના તદ્દન મળતા ચહેરાથી આવી ભૂલો થતી હતી ત્યારે વૃદ્ધ ઈજીઅનને મહેરબાનીથી મળેલી મુદતનો દિવસ ખલાસ થઇ આવ્યો. સૂર્યાસ્તનો વખત થવા આવ્યો. જો તે દંડના પૈસા આપી ન શકે તો સૂર્યાસ્ત વખતે તેને મરવાનું હતું. ગરદન મારવાની જગા આ મઠની પાસેજ હતી તેથી જે વખતે વડી જોગણ અંદર ગઈ તે વખતે તે ત્યાં આવી પહોંચ્યો. જો કોઈ માણસ તેને માટે દંડ આપે તો તેને તેજ વખતે માફ કરવા બની આવે જાણી ડયુક પોતે તેની સાથે આવ્યો હતો. એડ્રીઆનાએ આ ગંભીર સરઘસને અટકાવીને ડયુક પાસે ઇનસાફ માગ્યો. તે બોલી કે, વડી જોગણ તેના ગાંડા થએલા પતિને તેના સ્વાધીનમાં સોંપવા ના પાડે છે. તે આ પ્રમાણે બોલતી હતી એટલામાં તેનો ખરો પતિ અને તેનો નોકર ડ્રોમીઓ ઘરમાંથી છૂટા થઇને ત્યાં આવી પહોંચ્યા. તેણે પણ ડયુકની પાસે ઇનસાફ માગીને ફરિયાદ કરી કે, તેની ઉપર ગાંડાઇનો ખોટો વાંક મૂકીને તેને કેદ કર્યો હતો અને પોતે ઓરડામાંથી પોતાના રખેવાળોને થાપ આપીને કેવી રીતે નાશી આવ્યો હતો તે કહ્યું. પોતાના પતિને તે મઠમાં ધારતી હતી એટલામાં તેને બહાર ઉભેલો જોઈ એડ્રીઆના આશ્ચર્ય પામી.

ઇજીઅને પોતાના પુત્રને જોઈને, તેની માતા અને ભાઈની શોધમાં ગયેલો હતો તેજ તે છે એવું ધાર્યું અને તેણે ખાત્રીથી માન્યું કે, તેનો વહાલો પુત્ર તેની જીન્દગી માટે દંડની રકમ તુરત આપશે. તેણે એન્ટી-ફોલીસને બાપની માયાના શબ્દોથી બોલાવ્યો અને પોતે તુરત છૂટો થશે એવી તેણે આશા રાખી. પણ ઇજીઅનના અતિ આશ્ચર્ય વચ્ચે મોટા એન્ટીફોલીસે કહ્યું કે, તે તેને ઓળખતો નથી. દરિયામાં તોફાનને લીધે તે પોતાના બાપથી જુદો પડ્યો હતો તે પછી પોતાના બાપને તેણે મુદલ દીઠો ન હતો તે આ વખતે શી રીતે ઓળખી શકે. બાપડા વૃદ્ધ ઇજીઅને પોતાને ઓળખાવવા માટે ઘણી મહેનત લીધી, પણ તે બધી વૃથા ગઈ. તેણે ધાર્યું કે, હું દુઃખ અને દિલગીરીથી ઘણો બદલાઈ ગયો છું તેથી તે મને ઓળખતો નથી અથવા તો મારી આ કેદી હાલતથી શરમાઈને તે ન ઓળખવા બહાનાં કાઢે છે. પણ તેના આવા ગુંચવાડા વચ્ચે વડી જોગણ નાના એન્ટીફોલીસ અને ડ્રોમીઓને લઈને બહાર આવી. આશ્ચર્ય પામેલી એડ્રીઆનાએ પોતાની સામે બે પતિ અને બે ડ્રોમીઓને ઉભેલા દીઠા.

હવે બધી ભૂલચૂક જાહેર પડી ગઈ. ડ્યુકે પોતાની સામે બે એન્ટી-ફોલીસ અને બે ડ્રોમીઓને ઉભેલા દીઠા અને તેમને તદ્દન મળતા જોઇને તેને ઇજીઅને કહેલી વાત યાદ આવી અને તે બધો ભેદ પામી ગયો. અને તે બોલી ઉઠ્યો કે, આ બે ઇજીઅનના જોડ પુત્રો અને આ બે તેમના નોકરો હશે.

હવે ન વર્ણવી શકાય એવો હર્ષ ઇજીઅનને પ્રાપ્ત થયો. સવારના મોતની શિક્ષા નીચે તેણે દિલગીરીથી પોતાની વાત કહી હતી તેનો હાલ સૂર્યાસ્ત થવા પહેલાં સુખી અંત આવ્યો; કારણ કે વડી જોગણ પોતે ઇજીઅનની ગુમ થયલી પત્ની અને બે એન્ટીફોલીસની વહાલી માતા તરીકે જાહેર થઈ. મચ્છીમારો વડા એન્ટીફોલીસ અને ડ્રોમીઓને લઈ ગયા ત્યારે તે દિલગીરીથી મઠમાં દાખલ થઈ. પણ પોતાનાં ડહાપણ અને સદ્‌ગુણી ચાલથી તે આ મઠની વડી જોગણ થવા પામી અને એક દુઃખીને આશ્રય આપતાં તેણે પોતાના પુત્રનું રક્ષણ કર્યું.

ઈજીઅન હજી સુધી મોતની શિક્ષામાં હતો એવું આ સુખી થયેલાં માબાપ અને પુત્રો ભૂલી ગયાં. પણ જ્યારે તેમના હર્ષનો ઉભરો શાંત થયો ત્યારે એફેસસના એન્ટીફોલીસે પોતાના બાપની જીન્દગી માટે દંડની રકમ ડયુકને આપવા માગી. પણ ડયુકે કાંઈ પણ પૈસા લીધા વગર ઈજીઅનને ક્ષમા આપી. પછી ડયુક વડી જોગણ અને તેના મળેલા પતિ અને પુત્રોને લઇને એક બીજાના ખુલાસા સાંભળવા મઠમાં ગયો. પણ આપણે બેઉ ડ્રોમીઓને ઉત્પન્ન થયેલી ખુશાલી ભૂલી જવી ન જોઇએ. તેઓ એક બીજાને વારંવાર ભેટવા અને મુબારકબાદી આપવા મંડી પડ્યા અને જાણે તેઓ આરસીમાં જોતા હોય તેમ એક બીજાનો ચહેરો જોઈ પોતે તેવોજ ખુબસુરત છે માની મનમાં મલકાવા લાગ્યા.

એડ્રીઆના પોતાનાં સાસુની સલાહથી એવી તો સુધરી ગઇ કે, પોતાના પતિ વિષે તે કદી પણ શક ન લાવી અથવા તેણે તેની અદેખાઈ ન કરી.

પોતાના ભાઇની વહુની બહેન લુસીઆના સાથે નાનો એન્ટીફોલીસ પરણ્યો. ભલો વૃદ્ધ ઈજીઅન પોતાની સ્ત્રી અને પુત્રો સાથે ઘણાં વરસ એફેસસમાં રહ્યો. ભવિષ્યમાં ગુંચવાડાથી તેમનામાં કદી પણ કલેશ ન થયો, પણ કોઇ કોઈ વખતે આગલી વાતો તેમને યાદ આવે તેવી ભૂલો થઈ જતી. એક એન્ટીફોલીસ અને એક ડ્રોમીઓ બીજાને ભૂલથી ગણતા અને તેથી થોડીવાર સુધી આનંદમય ભૂલચૂકની હસાહસ થતી.

# TIMON OF ATHENS.

# એથન્સ શહેરનો ટીમોન.

એથન્સ શહેરમાં ટીમોન નામનો પૈસાદાર ઉમરાવ રહેતો હતો તે પોતાની અસંખ્ય દોલતને લીધે હદ વગરનું સ્વતંત્રપણું ભોગવતો હતો. તેની દોલતના પ્રમાણમાં તેનો ખર્ચ ઘણો ન હતો, પણ તે બધી જાતના લોકો ઉપર પોતાની દોલત રેડી દેતો. ગરીબ માત્રજ તેની દોલતનો લાભ મેળવતા ન હતા, પણ મોટા અમીરો સુદ્ધાં તેના નોકરો તરીકે ગણાવાને શરમાતા ન હતા. તેનું ટેબલ મોજી મિજબાનોથી ગાજી રહેતું અને તેના ઘરના દરવાજા દરેક આવનાર અને જનાર માટે ખુલ્લા હતા. દરેક જાતના અને સ્વભાવના માણસો લૉર્ડ ટીમોનની નોકરી કરવાને આતુર હતા. હાજીઆઓ, જેઓ દરેક વાતની હાએ હા પાડનાર હોય છે તેઓ અને જગશત્રુ જે માણસજાતને ધિક્કારે છે તે પણ તેના મકાનમાં એક સરખી રીતે મિજબાની ચાખતા અને તે મોટા અમીરના મોઢાનો એક શબ્દ કે સલામ પામતા તો પોતાને ભાગ્યશાળી થયેલા માનતા.

જો કોઈ કવિ પોતાના ગ્રન્થને મોટાઈ આપવા માગે તો તે તે ગ્રન્થ લૉર્ડ ટીમોનને અર્પણ કરતો. તેનાથી તેનો ગ્રન્થ ખપતો એટલુંજ નહિ પણ તે મુરબ્બી થયેલો અમીર તેને નાણાંની મોટી રકમ સુદ્ધાં આપતો. તેના ઘરમાં તેને આવવા જવાની વાટ ખુલ્લી થતી. જો એક ચીતારાને પોતાનું ચિત્ર વેચવા વિચાર હોય તો તે લૉર્ડ ટીમોનનું મત મેળવવાનું બહાનું કાઢી તેને ત્યાં જતો. પણ લૉર્ડ ટીમોનને ખરીદ કરવા કહેવું પડતું નહિ. ચીતારો ચિત્ર ત્યાંજ મૂકી પૈસાની સારી જેવી રકમ લઇને ત્યાંથી પાછો ફરતો. જો કોઇ ઝવેરી પાસે કીમતી હીરો હોય અને કોઇ વેપારી પાસે કપડું હોય, અને ભારી કીમતને લીધે તેની ખપત ન હોય તો તે વેચાઈ જવા માટે લૉર્ડ ટીમોનનું ઘર ઉઘાડું હતું. ત્યાં તેમને તેમના માલના પૈસા મળતા એટલુંજ નહિ પણ તે ભલો અમીર પોતાને

આવો સારો માલ આપ્યો તેથી તેમનો ઉપકાર માનતો. આવી રીતે તેના ઘરમાં વગર ઉપયોગની ઘણી ચીજો ખરીદેલી પડી હતી અને તે આખો વખત આળસુ લોકો, મતલબી કવિઓ, ચીતારાઓ, વેપારીઓ, અમીરો, અમીરજાદીઓ, દરબારીઓ વગેરેથી ઘેરાઈ રહેતો. તેઓ તેના કાન ખુશામતથી ભરતા. તેને દેવ જેવો ગણતા, અને જે પાવડાની ઉપર પગ મૂકી તે ઘોડે ચઢતો તેને પણ પવિત્ર માનતા. તેની ઉદારતા અને આજ્ઞાને લીધેજ તેઓ છૂટથી હવા લેતા હતા એમ જણાવતા.

આ પ્રમાણે તેની રોજની ખુશામત કરનારાઓમાંના કેટલાક જુવાનો હતા, જેમને કરજને પેટે તેમના માગનારાઓએ કેદમાં નંખાવ્યા હતા, અને લૉર્ડ ટીમોને છોડવ્યા હતા. આ ઉડાઉ જુવાનીઆઓ તેજ દિવસથી તેના ગુલામ જેવા થયા હતા. પણ તેમનામાં એક દુર્વ્યસન વધ્યું હતું. તેઓ તેજ દિવસથી ઉડાઉ બન્યા હતા. પોતાની પાસે પૈસો ન હતો છતાં ટીમોનનો દાખલો પકડી પારકે પૈસે તેઓ ઉડાઉ બન્યા. આ લોકોમાં વે-ટીડીઅસ નામનો જુવાન હતો જેણે નકામું કરજ કર્યું હતું, પણ તે આપવાની તેની શક્તિ ન હતી તેથી તે કેદમાં પડ્યો હતો. આ માણસને લૉર્ડ ટીમોને થોડા વખત પહેલાંજ પાંચ ટેલન્ટસ* ભરી છોડવ્યો હતો.

તેને ત્યાં જા આવ કરનારમાં તેને ભેટ આપનારા વધારે ભાગ્યશાળી હતા. જો એકાદ કુતરો, કે ઘોડો, કે બીજી કાંઇ સસ્તી ચીજ તેમની પાસે હોય અને તે લૉર્ડ ટીમોનને પસંદ પડી તો તે ભાગ્યશાળી ગણાય. જે ચીજ તેને પસંદ પડી હોય તે બીજેજ દિને લૉર્ડ ટીમોનને ત્યાં મોકલનારની સલામ સાથે ભેટ જતી અને આ કુતરો, ઘોડો અથવા ગમે તે હોય તો પણ તેનો બદલો લૉર્ડ ટીમોનની ઉદારતાથી મળતો. આ બદલો એટલો મોટો હતો કે, તેથી વીસ કુતરા કે ઘોડા કે બીજી ચીજો ખરીદાતી.

---

* એ નામનો સોનાનો સીકકો તે વખતે ગ્રીસ દેશમાં ચાલતો હતો, તે એક સીકકાની કીંમત હાલમાં વીલાયતના ૨૪૩ પાઉન્ડ ૧૫ શીલીંગ એટલે આશરે ૩૬૦૦ રૂપીઆ થતી હતી.

એટલે તે ભેટ આપનાર તેને નજીવી કીંમતની ભેટ આપી મોટો બદલો મેળવતા હતા. તેમને તો તેમના પૈસા સેંકડે પાંચસો ટકાના ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે મળતા હતા. આ પ્રમાણે લૉર્ડ લુસીઅસે લૉર્ડ ટીમોનને દુધીઆ રંગના, રૂપેરી સાજ સાથના ચાર ઘોડા ભેટ આપ્યા. આ ઘોડા લૉર્ડ ટીમોનને પસંદ પડ્યા હતા અને બીજા લૉર્ડ લ્યુક્યુલસે તેજ પ્રમાણે પોતાની મતલબ સાધવા માટે તેને બે શિકારી કુતરાઓ ભેટ કર્યા. આ કુતરાઓની દોડવાની ઝડપ વિષે લૉર્ડ ટીમોનને કાને ઘણી વાતો પડી હતી. આ ભેટો તે નિષ્કપટી દીલના અમીરે કાંઇ પણ શક લાવ્યા વગર લીધી અને ભેટો આપનારાઓએ તેનો બદલો કીંમતી ઝવેરાતમાં મેળવ્યો. આ બદલો તેમણે આપેલી ભેટ કરતાં વીસ ગણો વધારે હતો.

ઘણી વખત તો આ લોકો બીજી રીતે કામ કાઢી જતા હતા પણ નિષ્કપટી લૉર્ડ ટીમોન તેમની સચ્ચાઈ જાણી શકતો ન હતો. કોઈ પણ ચીજની કોઈ ખુશામતીઓ વખાણ કરતો તેને તે ચીજ તે આપી દેતો. એક દિવસે તેના પોતાના ઘોડાનાં એક ખુશામતીઆ અમીરે તેની સુંદરતા અને ઝડપનાં વખાણ કર્યાં, અમીરી ટીમોને તે ખરાં માન્યાં, અને તે તેને ભેટ આપ્યો. તે આવા જુઠા મિત્રોને પોતાની પાસે રાજ્ય હોય તો તે પણ આપી દેવા ચૂકે નહિ. તે તેમનાથી કદી કંટાળતો ન હતો.

આવા નીચ ખુશામતીઆઓનેજ આપી દેવામાં આ અમીરનો બધો પૈસો ખરચાતો હતો. એટલુંજ નહિ પણ તે બીજાં પણ કેટલાંક અમીરી કામો કરવામાં તેનો ઉપયોગ કરતો. જો તેનો કોઈ નોકર કોઈ પૈસાદારની છોકરીને ચહાતો હોય, અને તેની પાસે તે છોકરીના બાપની બરોબરી કરવાની શક્તિ ન હોય તો આ અમીર તે નોકરને તે વખતના ત્રણ ટેલન્ટસ સીક્કા આપતો. આ પૈસાથી તે પેલી છોકરી જેટલી પહેરામણી લાવે તેના કરતાં વધારે પૈસાદાર ગણાતો. પણ તેની દોલતનો ઘણો ખરો ઉપયોગ તો લુચ્ચાઓ અને હાજીઆઓ મેળવતા હતા. તેઓ આખો વખત તેની આસપાસ ભમ્યા કરતા. તેઓ પોતાને ચહાય છે એમ તે સમજતો. તેઓ જ્યારે હસીને તેની સ્તુતિ અને ખુશામત કરતા

ત્યારે તે ધારતો કે, તેની રીતભાત ડાહ્યા અને ભલાઓ પસંદ કરે છે. જ્યારે તે આ ખુશામતીઆ અને જુઠા મિત્રો સાથે જમવા બેસતો ત્યારે તેઓ તેને ખાઇ જતા. તેનો કીમતી દારૂ તેની સલામતી ચાહીને પી જતા. એક જુઠા ખુશામતીઆ અને ખરા મિત્રમાં શો તફાવત છે તે તે સમજી શકતો ન હતો. તે તો એમજ સમજતો કે એક બીજાને ભાઈ ગણી બધા પોતાના પૈસાનો સરખો ઉપભોગ લે છે (પણ પૈસા તો તેના એકલાનાજ ખરચાતા હતા.) તેઓ પણ તેવોજ દેખાવ કરતા અને ખરેખર તેને પૈસે તેઓ પોતાને નામે મિજબાનીઓ આપતા.

કુબેર ભંડારી જાણે તેનો નોકર હોય તેવી રીતેજ તે દયાળુ દીલ અને ઉદારતા દર્શાવતો. તે કાંઈ પણ દરકાર કર્યા વગર કે અટકયા વગર એમજ વર્તતો હતો. તેનો ખર્ચ કેમ અને કયાંથી ચાલે છે તે પણ તે જોતો ન હતો. તેની દોલત અસંખ્ય હતી છતાં તે હમેશ નીભે એવી ન હતી. તેના હદ વગરના આડા ખરચથી તે ઘસડાઈ જવા આવી હતી. પણ તેને એમ કોણ કહે ! તેના ખુશામતીઆઓ ! તેઓએ તો પોતાના લાભ માટે આંખો બંધ રાખી હતી. તેના પ્રમાણિક કારભારી ફ્લેવીઅસે તેને સમજાવવાની કોશેશ કરી. તેણે તેની હાલત બતાવી તેનો હિસાબ રજુ કર્યો. તેના કાલાવાલા કર્યા, તેની આગળ આંખમાં આંસુ લાવીને ઉડાઉપણું બંધ કરવા કહ્યું, તેમજ કોઈ વખત ધમકી પણ આપી, પણ તે બધું ફોકટ ગયું. ટીમોન તેની વાત સાંભળીને પછી બીજી વાત કરવા મંડી જતો. તે તો પોતાની દોલતને અખુટ સમજતો. તે હમેશ સુધી ચાલશે એમ માનતો. પૈસો જતાં ગરીબાઈ આવશે એવો તેને સ્વપ્ને પણ વિચાર ન હતો. આ પ્રમાણિક કારભારી, જ્યારે પોતાના શેઠને ખરચે લુચ્ચા લોકો અને જુઠા મિત્રો પોતાના શેઠના મહેલમાં ખાવા પીવા મંડતા, નાચ રંગ કરતા, અને કીમતી દારૂનું નખોદ વાળતા, ત્યારે એકાંત ખુણામાં જઈને તે રડતો અને શેઠનો પૈસો ખપી જશે ત્યારે તેની કેવી હાલત થશે તેનો વિચાર કરતો. તે જાણતોજ હશે કે મારા શેઠરૂપી મધપુડા ઉપર ભમતી આ માખો જ્યારે તેનું મધ (પૈસો) ખુટી જશે ત્યારે ત્યાંથી ઉડી જશે.

પણ હવે તે વખત પાસે આવ્યો હતો. તે પ્રમાણિક કારભારીનાં વચનો સંભારવા ટીમોનને વખત આવ્યો. પૈસા તો ગમે તે રીતે જોઇએ. જ્યારે તેણે પોતાની કેટલીક જમીન વેચી નાંખવા માટે કારભારીને હુકમ કર્યો ત્યારે કારભારીએ જણાવ્યું કે, તમારા પ્રથમના હુકમ પ્રમાણે કેટલીક મીલકત તો વેચાઈ ગઇ હતી અને હવે બાકી રહી છે તે તમારૂં અરધું કરજ અપાય એટલી પણ નથી. આ સાંભળીને ટીમોન આશ્ચર્ય પામ્યો. તે બોલ્યો, " મારી જમીન તો એથન્સથી લેસીડેમોનીઆ સુધી છે." કારભારીએ ઉત્તર આપ્યો, " અરે મારા ભલા લૉર્ડ સાહેબ, આ દુનિયા તે દુનિયા છે, તેની પણ હદ છે. જો તમે તે એકદમ આપી દ્યો તો ક્યારનીએ જતી રહી હોત."

પોતે ખરાબ રસ્તે પૈસા ઉડાવ્યો નથી એમ માનીને ટીમોનને સંતોષ થયો. તેણે વિષયમાં પૈસો બગાડ્યો ન હતો, પણ પોતાના મિત્રોને ખવરાવી પીવરાવીને તેનો અંત આણ્યો હતો. તેણે પોતાના રડતા ભલા કારભારીને કહ્યું કે, તેના આટલા ભલા અમીર મિત્રો છે તેઓ તેને જરૂર મદદ કરશે. આ ભોળો અમીર એમજ સમજતો હતો કે, જેમ મેં મારો પૈસો મિત્રોને ખવરાવ્યો તેમ તેઓ પણ મને ખવરાવશે. આમ કહી તેણે આનંદી દીલે લૉર્ડ લુસીઅસ, લ્યુકયુલસ અને સેમપ્રોનીઅસ તરફ માણસો મોકલ્યા. આ ત્રણ જણને તેણે ભારી કીમતની ભેટો આપી હતી. વેન્ટીડીઅસ જેહું કરજ ભરીને તેણે કેદમાંથી છોડવ્યો હતો, તે ધણી પોતાના બાપના મરણથી હાલ મોટી દોલતનો વારસ થયો હતો અને તેને પણ ટીમોને વારંવાર કીમતી ભેટો આપી હતી. વેન્ટીડીઅસને છોડાવવા માટે તેણે પાંચ ટેલન્ટ ભર્યાં હતા તે મંગાવ્યા અને બીજા અમીરો પાસેથી પચાસ પચાસ ટેલન્ટ ઉછીના મંગાવ્યા. તે તો એમજ સમજતો હતો કે, પચાસને બદલે તેઓ પાંચ હજાર ટેલન્ટ આપવા તૈયાર થશે. લ્યુકયુલસને ત્યાં પ્રથમ માણસ ગયો. આ નીચ અમીરે રૂપાના એક સુન્દર પ્યાલા રકાબી વિષે રાતના સ્વપ્ન જોયું હતું. તેને જ્યારે ટીમોનના નોકરના આવ્યાની ખબર પડી ત્યારે તે એમજ સમજ્યો કે, સ્વપ્ન ખરૂં પડયું છે અને તે અમીરે તેને પ્યાલો રકાબી ભેટ

મોકલ્યા છે. પણ ટીમોનને પૈસા જોઇએ છે એવી જ્યારે તેને ખબર પડી ત્યારે તેની ખોટી મિત્રાચારી ઉડી ગઈ. તેણે નોકર આગળ સોગન ખાઈને કહ્યું કે, હું પ્રથમથીજ જાણતો હતો કે, તે જલદીજ પૈસો ઉડાવી દેશે, અને જ્યારે જ્યારે હું જમવા આવતો ત્યારે ત્યારે તેનો ખરચ ઓછો કરી નાંખવા તેને સમજાવતો હતો. પણ તે મારી આવી સલાહ કદી પણ માનતો ન હતો. પણ ખરી વાત તો એ હતી કે, તે હમેશ ટીમો-નને ત્યાં પડ્યો પાથર્યો રહ્યો હતો, તેની પાસેથી કીમતી ભેટો મેળવી હતી પણ તેને શીખામણ કે સલાહ કદી પણ આપી ન હતી. તે નોકરની આગળ તદ્દન જુઠુંજ બોલ્યો હતો. પછી ટીમોનના નોકરને લાંચ આપીને તેણે કહ્યું કે, તારા શેઠને કહેજે કે, લ્યુકયુલસ મને ઘેર મળ્યો નહિ. આટલી તેણે નીચતા કરી.

લુસીઅસને ત્યાં ગયેલા નોકરને પણ વધારે ફતેહ ન મળી. આ જુઠો અમીર જેના પેટમાં હજી ટીમોનનું અન્ન પડયું હતું અને જેણે તેની પાસેથી સૌથી વધારે કીમતી ભેટો મેળવી હતી તેણે પહેલાં તો આ વાત માનીજ નહિ. પણ જ્યારે તે વિષે તેની ખાત્રી થઈ ત્યારે તેણે દિલગીરી બતાવીને કહ્યું કે, લૉર્ડ ટીમોનની માગણી પુરી પાડવાની હાલ તેની ગુંજાસ ન હતી, કારણ કે આગલે દિવસેજ તેણે મોતી ખરીદ કરી તેમાં નાણું રોકી દીધાં હતાં ( આ વાત જુઠી હતી ) અને તેથી તેની પાસે રોકડ નાણું ન હતું. આવા ઉદાર દીલના મિત્રને ગરજ વખતે મદદ કરી ન શકયો તેથી તેના જેવો નીચ કોઈ નથી એમ પણ તેણે જણાવ્યું.

આ લુસીઅસ તરફ ટીમોને એક બાપના જેવી ચાલ ચલાવી હતી એમ ઘણા ખરા મિત્રો જાણતા હતા. ટીમોનને પૈસે તેણે નોકરો રાખ્યા હતા. ટીમોનને પૈસે તેના મજુરો કામ કરતા હતા. એટલુંજ નહિ પણ લુસીઅસને ત્યાંનાં રૂપાનાં વાસણો પણ ટીમોનની ઉદારતાથીજ મળ્યાં હતાં. અને અરે ! જ્યારે માણસ નીમકહરામ થાય છે ત્યારે કેવો હેવ થાય છે ! જેટલી દોલત તેણે ટીમોન પાસેથી મેળવી હતી તેના બદલામાં ટીમોને કરેલી માગણી કાંઇ બીસાતમાં ન હતી છતાં તેણે ના પાડી.

સેમપ્રોનીઅસ અને બીજા જે જે અમીરોની પાસે ટીમોને માણુસો મોકલ્યા તેઓએ ઉડાવનારા અથવા તો ચોખ્ખી "ના"ના જવાબો મોકલ્યા. વેન્ટીડીઅસે—એક વખતના કરજી પણ હાલના પૈસાદાર વેન્ટીડીઅસે—જે પાંચ ટેલન્ટ ટીમોને તેની જરૂર વખત તેને ધીર્યાં ન હતા પણ આપી દીધા હતા તે આપવાની ના પાડી.

ટીમોન જ્યારે પૈસાદાર હતો ત્યારે જે લોકો તેની પાસે આવતા હતા તેઓ તેની ગરીબાઈમાં તેને છોડી ગયા. જે લોકો પોતાની જીભથી તેની સ્તુતિ કરતા હતા, તેની ઉદારતાને પસંદ કરતા હતા તેઓજ તેની ઉદારતાને મૂર્ખાઈ કહી તેની નિંદા કરતા હતા. ખરૂં પૂછો તો ટીમોને મૂર્ખાઈ તો તેમના જેવા મિત્રોને આશ્રય આપવામાં કરી હતી. હવે બધા ટીમોનના બાદશાહી મહેલને તજી ગયા હતા. આવતા જતા લોકો તેની તરફ ધિક્કારથી જોતા હતા. એક વખત એવો પણ હતો કે, ત્યાંથી આવતો જતો દરેક માણસ ત્યાં દાખલ થતો અને ઉત્તમ દારૂનો એકાદ ગલ્લાસ ચાખ્યા વગર જતો ન હતો. હવે ત્યાં મિજબાનીઓ અને આનંદી મિજબાનોને બદલે ત્યાં માગનારાઓના તકાદા થતા હતા. જે મહેલમાં તે રાજ ચલાવતો હતો તે મહેલ તેના કેદખાના જેવો થઈ પડ્યો હતો. તે તેમાંથી બહાર નીકળી શકતો ન હતો. કેટલાક માગનારાઓ તેનો મહેલ વેચવાની ધમકી આપતા હતા. એક માણુસ પોતાના માગતા પચાસ ટેલન્ટની ઉઘરાણી કરતો હતો. બીજો પાંચ હજાર ક્રાઉનનો આંકડો લાવ્યો હતો. પણ આ વખત ટીમોન પાસે પાંચ ક્રાઉન પણ ન હતા. તેના શરીરના લોહીથી પણુ તે કરજ વળે તેમ ન હતું.

પણુ તે વખતે એક નવાઈ જેવો બનાવ બન્યો. અસ્ત પામત સૂર્યમાંથી એક નવો પ્રકાશ નીકળ્યો અને તેથી બધા આશ્ચર્ય પામ્યા. આ બનાવ તે પડી ભાગતા લોર્ડ ટીમોને આપેલી એક મિજબાની હતી. આ મિજબાનીમાં તેણે પોતાના હમેશના પરોણાઓ, અમીર ઉમરાવો, અમીરજાદીઓ અને એથન્સ શહેરના બીજા જાણીતા લોકોને નોતર્યા. લૉર્ડ લુસીઅસ અને લૉર્ડ લ્યુકયુલસ આવ્યા. વેન્ટીડીઅસ, સેમપ્રોનીઅસ અને બીજાઓ પણ આવ્યા. ટીમોને આપણી પરીક્ષા જોવા

માટે ગરીબાઇ દેખાડી હતી એમ જાણી આ લુચ્ચાઓ દિલગીર થયા. તેઓ કાંઇ કાંઈ હીકમત કરી પોતાની આગલી ચાલનો પશ્ચાત્તાપ તેને જાહેર કરવા લાગ્યા. આ અમીરની ઉદારતાનો ઝરો તેઓ સુકાઈ ગયેલો ધારતા હતા તેને ફરીથી તાજો થઇ ગયેલો જોઈ તેઓ કેટલા ખુશી થયા ? તેઓ શરમાતા શરમાતા, પોતાની આગલી ચાલનો પસ્તાવો કરતા આવ્યા. તેમણે સોગન ઉપર સોગન ખાઈને કહ્યું કે, તેને મદદ કરવાને તેઓ તૈયાર હતા. પણ પોતે આગલી વાત ભૂલી ગયો છે માટે તે યાદ ન કરવા ટીમોને કહ્યું અને આ નીચ અમારોએ તેની જરૂરની વખતે તેને પૈસા ધીરવા ના પાડી હતી તેઓ તેને ત્યાંનું જમવાનું નોતરૂં આવ્યુ જાણી, તેને ત્યાં આવ્યા હતા.

હવે ભપકાથી ગાયનની શરૂઆત થઈ અને ગરમાગરમ રકાબીઓ ટેબલ ઉપર મૂકવામાં આવી. નાદાર થઇ ગયેલા ટીમોનને આ મિજ-બાની કરવાનો ખરચ કયાંથી મળ્યો તે વિષે કેટલાક વિચાર કરવા લાગ્યા અને કેટલાક તો તેને સ્વપ્ન માનવા લાગ્યા. ઇસારત થતાં બધી રકા-બીઓ ઉઘાડવામાં આવી અને ટીમોનની ઇચ્છા પૂર્ણ થઈ. જે ટેબલ ઉપર એક વખતે સ્વાદિષ્ટ વાનીઓ રહેતી હતી તેજ ટેબલ ઉપર આજ-રોજ રકાબીમાં ટીમોનની ગરીબાઇને લાયકજ હતું. તે રકાબીઓમાં ચરાળ નીકળતું ખળખળતું પાણી હતું. તેના જુઠા અને ખુશામતીઆ મિત્રોને તેજ લાયક હતું તેણે પોતાના આશ્ચર્ય પામેલા પરોણાઓ તરફ ફરીને કહ્યું, " કુતરાઓ, ઉઘાડીને પીઓ ! " તેઓ હજી તો કાંઈ વિચાર કરે તે પહેલાં તો ટીમોન રકાબીઓ ઉચકીને પોતાના પરોણાઓ તરફ ફેંકવા લાગ્યો. તે મોઢેથી પણ બોલવામાં બાકી રાખતો ન હતો "નીચ ખુશામતીઆઓ, વરૂઓ, કંગાળ કુતરાઓ, લ્યો લ્યો, આ ફળ ચાખતા જાઓ ! " એકબીજાને ખસેડીને દરેક જણ નાશી જવા કોશેશ કરવા લાગ્યો. જેટલા આનંદથી તેઓ ઘરમાં દાખલ થયા હતા તેથી બમણો આનંદ જો તેઓ ન આવ્યા હોત તો તેમને થાત. કેટલાકોએ પોતાની ટોપી ખોઈ દીધી. કેટલાકે કપડાં અને ઝવેરાત ગુમાવ્યું. દરેક જણ આ ગાંડા થયેલા અમીરના હાથમાંથી અને તેની આવી અજાયબ જેવી મિજબાનીમાંથી નાશી છૂટવા આતુર હતું.

ટીમોનની આ છેલ્લીજ મિજબાની હતી અને તે દિવસ પછી તેણે એથન્સ અને મનુષ્ય જાતની સોબતને છેલ્લી સલામ કરી. તે જંગલમાં ગયો. શહેર તરફ પીઠ ફેરવી તે શાપ આપતો ગયો. તે શહેરની ભીંત જમીનમાં ગર્ક થઈ જાઓ, ઘરો તેના માલેકોના ઉપર પડી જાઓ, બધી જાતની મર્કીઓ ચાલીને માણસ જાતનો નાશ થાઓ. લડાઈ, કજીઆ, ગરીબાઈ, દુકાળ, દરદથી રહેવાસીઓ નાશ પામો જુવાન અને ઘરડા ઉચ અને નીચ બધાંની ઉપર ઈશ્વરનો કોપ ઉતરો. આવા શાપ આપીને તે જંગલમાં ગયો. તેણે કહ્યું કે, તેના જાતભાઈઓ કરતાં આ જંગલી પ્રાણીઓ તેની તરફ વધારે માયાળુ રહેશે. મનુષ્ય પ્રાણીની રીતભાત ન રાખવા માટે તેણે પોતાનાં બધાં કપડાં ઉતારી નાંખ્યાં. તેણે રહેવા માટે એક ગુફા બનાવી. પશુની માફક તે જંગલનાં મૂળીઆં ખાતો અને પાણી પીતો હતો. કોઈ પણ માણસની તરફ જોતો ન હતો. તે જનાવરો સાથે વધારે હળી જતો અને કહેતો કે, માણસ કરતાં તેઓ વધારે સારાં છે.

પૈસાદાર લૉર્ડ ટીમોનમાં, માણસોને જોઈ આનંદ પામનાર લૉર્ડ ટીમોનમાં કેટલો ફેર પડ્યો હતો ! હાલ તેના ખુશામતીઆ ક્યાં હતા ? તેના નોકર ચાકરો ક્યાં હતા ? તેનો નોકર, તેનો ખાસ હજુરી, પવનથી રક્ષણ થવા માટે તેને કપડાં પહેરાવશે ? ઝાડની ડાંખળીઓ તેના જુવાન નોકરો થઈને જ્યારે તે આજ્ઞા કરશે ત્યારે તેનું પાલન કરશે ? શિયાળામાં ઠંડો થઈ ગયેલો પાણીનો ઝરો તે ઉંઘી ઉઠશે ત્યારે તેને ગરમી આપશે ? અથવા જંગલમાં રહેનાર પશુઓ તેની પાસે આવી તેના હાથ ચાટશે અને તેની ખુશામત કરશે ?

એક દિવસ ખોરાક માટે તે મૂળીઆં શોધતો હતો એટલામાં તેની કોદાળી કોઈ નક્કર ચીજને લાગી. તે નક્કર ચીજ સોનું હતું. કોઈ કંજુસ લુટાઈ જવાની બીકને લીધે તેને ત્યાં દાટી ગયો હતો પણ તે પાછો લઈ જાય અથવા કોઇને જાણ કરે તે પહેલાં મરણ પામ્યો. આ ખજાનો પોતાની માતા પૃથ્વીના પેટમાં કોઇને પણ નફો નુકશાન કર્યાં વગર પડ્યો રહ્યો. પણ ભાગજોગે ટીમોનની કોદાળી લાગવાથી તે પાછો જાણમાં આવ્યો.

આ ખજાનો એટલો બધો હતો કે, જો ટીમોનનું મન પાછું ફરી જાય તો તેના મિત્રો અને ખુશામતીઆઓને તે ફરીથી પોતાની આસ-પાસ એકઠા કરી શકે. પણ ટીમોનનું મન આ જુઠી દુનિયા ઉપરથી ઉઠી ગયું હતું. તેની નજરમાં આ સોનું ઝેર જેવું લાગ્યું. તેણે તેને ફરીથી દાટી દેવા વિચાર કર્યો પણ બીજો વિચાર આવતાં તેણે તે વિચાર માંડી વાળ્યો. માણસ જાત ચોરી, અન્યાય, લાંચ, જુલમ, અનીતિ, ખુન વગેરે સોના માટે કરે છે. ( માણસો એમ કરે તે માટેનો પાયો નાંખવા તે ખુશી હતો ) જો આ ખજાનો માણસોના હાથમાં જાય તો તેઓમાં વળી કોઈ જાતની મર્કી પેદા થાય એમ તેણે ધાર્યું અને એટ-લામાં ત્યાંથી કેટલાક સીપાઇઓની ટુકડી પસાર થતી જણાઇ. આ ટુકડી એથન્સ શહેરના એક સરદાર એલ્કીબ્યાડીસના હાથ નીચે હતી. આ સરદાર એથન્સ શહેરની રાજ્યસભાને ધિક્કારતો હતો ( એથન્સ શહેરના લોકો એવા તો નીમકહરામ હતા કે તેઓ પોતાના સરદાર તેમજ મિત્રોને સુદ્ધાં ધિક્કારતા હતા. ) અને તેથી જે લશ્કરથી એક વખતે તે શહેરનો બચાવ કરતો હતો તેજ લશ્કર લઈ તે તેનો નાશ કરવા જતો હતો. ટીમોનને તેમનું આ કામ પસંદ પડયું. તેણે પોતાની પાસેનો બધો ખજાનો તે ટુકડીના સરદારને આપીને કહ્યું કે, આ બધો ખજાનો સીપાઇઓને વહેંચી આપે અને તેના બદલામાં તેની પાસે માગી લીધું કે, તેણે પોતાના જીતેલા લશ્કરની મદદથી એથન્સ શહેરને જમીન બરા-બર કરી નાંખી તેનો નાશ કરવો; તેને બાળી નાંખી, તેના બધા રહેવા-સીઓને કાપી નાંખવા. વૃદ્ધ માણસો જેઓ લુચ્ચા હોય છે તેમની સફેદ દાઢી જોઇ દયા ન લાવવી; તેમજ બાળકોનું નિર્દોષ હસવું જોઈ તેમને છોડવાં નહિ. કારણ કે, મોટાં થતાં તેઓ દગાબાજ નીકળે નહિ. પણ તેની જ્યાં દયા ઉશ્કેરાય એવો અવાજ સંભળાય ત્યાં આંખ અને કાન બંધ કરવાં. કુમારિકાઓ, માતાઓ, અને બાળકોની ચીસો તેણે સાંભળવી નહિ, પણ આખા શહેરમાં કતલ ચલાવી મૂકવી અને જ્યારે તે બધાને જીતી લે ત્યારે તેણે પોતે પણ ઈશ્વરની પ્રાર્થના કરવી કે તેના ( જીતનારના ) પણ એવાજ હાલ થાય. આવી બધી રીતે ટીમોન, એથન્સ, ત્યાંના રહેવાસીઓ અને માણુસ જાતને ધિક્કારતો હતો.

માણુસ કરતાં એક પશુને વધારે મળતી હાલતમાં તે રહેતો હતો. એટલામાં તેની ગુફાના દરવાજા આગળ એક માણુસને ઉભેલો જોઈને આશ્ચર્ય પામ્યો. આ માણુસ તેનો આગલો કારભારી ફ્લેવીઅસ હતો. તે પોતાના શેઠની તરફ માયાને લીધે તેને પોતાની નોકરીનો લાભ આપવા માટે તેનું એકાંતવાસનું રહેઠાણુ શોધતો શોધતો ત્યાં આવ્યો હતો. જનાવરો સાથે જનાવરો જેવો, જન્મ વખત જેવો નાગો, અને કંગાળ હાલતમાં એક વખતના અમીરી ટીમોનને તેણે પહેલી નજરે તો ઓળખ્યો નહિ. તેની આવી નાશ પામેલી હાલત જોઈ તે નીમકહલાલ કારભારી ગુંચવાયો—સ્થંભ થઇને ઉભો રહ્યો. પણ જ્યારે તેની છાતી ખુલ્લી થઇને તે બોલી શક્યો ત્યારે તે પોતાની નોકરી કરવા આવ્યો હતો ( જે માણુસ જાત તરફના તેના અનુભવથી તેને ઉલટું ભાસ્યું હતું ) તેને તેણે પહેલાં તો ઓળખ્યો નહિ. પણ તે માણસાઈ દેખાવમાં હતો તેથી તેને ટીમોને દગાખોર ધાર્યો અને તેનાં આંસુઓ તેણે જુઠાં ધાર્યાં. પણ તે ભલા નોકરે પોતાની નીમકહલાલીની કેટલાક દાખલાદલીલોથી ખાત્રી કરી આપી કે, તે પોતાના એક વખતના શેઠ તરફના પ્યાર અને ફરજથીજ ત્યાં આવ્યો હતો, અને આ ઉપરથી દુનિયામાં એક પ્રમાણિક માણુસ હજી હતો એવું ટીમોનને કબૂલ કરવાની ફરજ પડી. તોપણ તેનો આકાર અને દેખાવ માણુસ જેવો હતો તેની તરફ ધિક્કાર વગર તે જોઈ શકતો ન હતો તથા તેના મોઢામાંથી નીકળતા શબ્દો ત્રાસ વગર સાંભળી શકતો ન હતો. પણ તે એક માણુસ હતો અને બીજા માણસો કરતાં તે વધારે નરમ હૈયાનો અને દયાળુ હતો, છતાં તે લાયક માણુસે ધિક્કારવા જોગ માણુસનો દેખાવ રાખતો હતો તેથી માત્ર આ એકજ પ્રમાણિક માણુસને ત્યાંથી જતા રહેવાની તેણે ફરજ પાડી.

પણ આ ગરીબ કારભારી કરતાં બીજા વધારે મોટા લોકો ટીમોનને એથન્સ શહેરના નીમકહરામ અમીરોએ અન્યાય કીધો હતો તેનો પશ્ચાત્તાપ કરવાનો વખત પાસે આવ્યો હતો. કારણ કે એક ઝનુની જંગલી રીંછની માફક એલ્કીબ્યાડીસ એથન્સ શહેરના કિલ્લા આગળ ગરજતો હતો અને શહેરને ધૂળ સાથે મેળવી નાંખવા ધમકી આપતો

હતો. હવેજ લૉર્ડ ટીમોનના બળ અને લશ્કરી ચતુરાઈ વિષે તેમને યાદ આવ્યું કારણ કે આગલા વખતમાં ટીમોન એક શૂરો અને ચતુર સરદાર હતો. આખા એથન્સના રહેવાસીઓ કરતાં તે એકલોજ તે ઘેરો ઘાલનાર લશ્કરને હરાવી આવે એવો હતો. તેની એકજ ધમકીથી એલ્કીબ્યાડીસ ડરી જાય અથવા પાછો હઠી જાય એવું હતું.

ટીમોનની પાસે જવાને રાજસભાના કેટલાક સભાસદો તૈયાર થયા. તેઓ તેના એકાંતવાસમાં તેની આગળ આવ્યા. જે વખતે તે પડતીમાં હતો તે વખતે તેઓએ તેની તરફ જરાએ ધ્યાન આપ્યું ન હતુંઃ પણ પોતાની હાલત જ્યારે નબળી થઈ અને તેની મદદ માગવી પડી, કે જે માગવાનો તેમને જરા પણ હક ન હતો છતાં તેની પાસે માગતાં શરમ ન આવી.

જે શહેરમાંથી તેઓએ તેને નીમકહરામીથી કાઢી મૂકયો હતો તેજ શહેરનો આવીને બચાવ કરવા માટે તેમણે તેના કાલાવાલા કર્યા, આંખમાં આંસુ લાવીને તેની પ્રાર્થના કરી. તેઓએ તેને સત્તા, પૈસો, પદવી અને અગાઉ તેણે જે ખમ્યું હતું તેનો બદલો આપવા માગણી કરી, જો તે આવીને તેમનો બચાવ કરે તો તેમનાં પોતાનાં શરીર, જીન્દગી અને પૈસાનો તેને ગમે તેવો ઉપયોગ કરવાની છૂટ આપી. પણ નાગો ટીમોન, માણસને ધિક્કારનાર ટીમોન, કાંઈ આગલો લૉર્ડ ટીમોન, ઉદારતાનો અમીર, લડાઈમાં તેમનો બચાવ, સલાહ વખત તેમનો શૃંગાર ન હતો. જો એલ્કીબ્યાડીસ તેના જાતભાઈઓને કાપી નાંખે તો તેની તેને દરકાર ન હતી. જો સુન્દર એથન્સ શહેરનો નાશ થાય, તેનાં વૃદ્ધ અને જુવાન અને બાળકો માર્યા જાય તો ટીમોન ખુશી થાય, આવો તેણે તેમને જવાબ આપ્યો.

તે નામુરાદ થયેલા, રડતા, રાજદરબારીઓને આવો જવાબ આપ્યો. પણ તેમનાથી છૂટા પડતાં પહેલાં તેણે તેમને એક સૂચના કરી. તેણે પોતાના સ્વદેશીઓને કહેવા કહ્યું કે, તેઓ દુઃખ અને દિલગીરીમાંથી છૂટવા માગતા હોય, એલ્કીબ્યાડીસના જુલમથી તેમણે પોતાનો બચાવ

કરવો હોય તો માત્ર એકજ રસ્તો છે, અને તે રસ્તો તે પોતાના મરણ પહેલાં પોતાના પ્યારા જાતભાઈઓને તેમની તરફની પોતાની માયા માટે બતાવી જવાની કૃપા કરવા તૈયાર હતો. આ સાંભળીને દરબારીઓને જરા હીમત આવી. તેઓ સમજ્યા કે, પોતાના સ્વદેશ માટે તેને દયા ઉપજી છે. પછી ટીમોને તેમને કહ્યું કે, તેની ગુફા આગળ એક ઝાડ છે તે કાપી નાંખવા તેણે વારંવાર વિચાર કર્યો છે. પણ તે કાપી નાંખે તે પહેલાં એથન્સ શહેરના ઉંચ અને નીચ, કોઈ પણ મિત્રને ત્યાં આવી તેનો સ્વાદ ચાખી જવા નોતરૂં દીધું. અર્થાત્ કે તેઓ ત્યાં આવી તે ઝાડ ઉપર ફાંસી ખાઇ મરે અને દુઃખ દરદથી છૂટે.

ટીમોને પોતાના સ્વદેશીઓ તરફ આ છેલ્લીજ માયા દર્શાવી અને તેના સ્વદેશીઓની નજરે તે આ છેલ્લી વખતજ પડ્યો. કારણ કે થોડા દિવસ પછી એક સીપાઇ દરીઆ કિનારા આગળથી જતો હતો એટલામાં તેની નજરે એક ઘોર પડી તેની ઉપરના લેખ ઉપરથી જણાતું હતું કે તે ઘોર માણસજાતને ધિક્કારનાર ટીમોનની હતી. તે ઉપર આ પ્રમાણે લખેલું હતું:—"જ્યારે તે જીવતો હતો ત્યારે બધા જીવતા માણસોને ધિક્કારતો હતો અને મરતી વખતે તેની મરજી એવી હતી કે, બાકી રહેલા બધા અમીરોને મર્કી ખાઇ જાય."

તેણે આપઘાત કર્યો કે, બીજી રીતે મુવો તે જણાતું નથી, પણ માણસજાતને ધિક્કારવામાંજ તેનો અંત આવ્યો ખરો. જેમ જીવતાં તે માણસજાતને ધિક્કારતો હતો તેવોજ ધિક્કાર તેણે મરતી વખત પણ દર્શાવ્યો હતો. દરીઆ કિનારે તેણે પોતાની ઘોર બનાવી તે વિષે કેટલાકો એવો વિચાર ધરાવે છે કે, તેના મરણ ઉપર દગાખોર જુઠા માનવીઓ ખોટું રડે તે કરતાં વિશાળ સમુદ્ર રડે તો ઠીક.

# TWELFTH NIGHT; OR WHAT YOU WILL.

## બારમી રાત; અથવા જેવી આપની ઇચ્છા.

સીબાશીઅન અને વાયોલા નામનાં જોડીઆં ભાઈબહેન મેસે-બાઇનનાં રહેવાસી હતાં અને (એક અજાયબી ગણાતી હતી) તેઓ જન્મથીજ એક બીજાને એટલાં તો મળતાં આવતાં હતાં કે, તેમને એક સરખો પોશાક પહેરાવ્યો હોય તો તેઓ ઓળખાય પણ નહિ. તેઓ બેઉ એકજ વખતે જન્મ્યાં હતાં અને ઈલીરીઆના કિનારા ઉપર તેઓ મુસાફરી કરતાં હતાં તે વખતે તેમનું વહાણ ભાગ્યું તેમાંથી બચ્યાં પણ એક સાથેજ હતાં. જે વહાણમાં તેઓ હતાં તે વહાણ તોફાનના જોરથી ખડક સાથે પછડાઈ ભાગી ગયું અને તેમાંના માત્ર થોડાજ બચવા પામ્યા. વહાણનો નાખુદા (કપ્તાન) પોતાની સાથે મછવામાં કેટલાક ખલાસીઓ ભેગી વાયોલાને બચાવીને લઈ આવ્યો હતો, પણ ત્યાં તે ગરીબ બાપડી પોતાના બચાવથી ખુશી ખુશી થવાને બદલે પોતાના ભાઇને ખોઈ દેવાથી કલ્પાંત કરતી હતી. પણ તે નાખુદાએ તેને દિલાસો આપ્યો કે, જ્યારે વહાણ ભાગ્યું ત્યારે તેણે તેના ભાઇને એક મોટા સઢને વળગી રહેલો દીઠો હતો અને વળી તે પાણી ઉપર રહેલો પણ જણાયો હતો. વાયોલાને આથી થોડી હીમત આવી. પણ આ પરદેશમાં કેમ રહેવું તે વિષે તેને વિચાર થઈ પડ્યો. ઈલીરીઆ વિષે નાખુદા શું શું જાણતો હતો તે તેણે પૂછ્યું. નાખુદાએ જવાબ આપ્યો, “બાઈ સાહેબ, હું તે શહેર વિષે ઘણું જાણું છું. કારણ કે, અહીંથી ત્રણ કલાકના રસ્તા ઉપર એક ગામ છે ત્યાં હું જન્મ્યો હતો.” વાયોલાએ પૂછ્યું, “અહીં રાજ કોણ કરે છે?” નાખુદાએ કહ્યું, “અમીરી દીલનો ઓરસીનો નામનો ડ્યુક અહીં રાજ કરે છે.” વાયોલાએ કહ્યું કે, “મેં મારા બાપને મોઢે ઓરસીનો વિષે સાંભળ્યું છે. તે વખતે તે કુંવારો હતો.” નાખુદાએ કહ્યું, “અને હું ધારૂં છું ત્યાં સુધી તે હજી કુંવારોજ છે. હું અહીંયા એક મહિના પહેલાં

ગયો ત્યારે એવી વાત થતી હતી કે, ( તમે જાણો તો છો કે મોટા માણુસો વિષે વાતો તો થાય ) ઓરસીનો સુંદર ઓલીવીઆને ચહાય છે. સદ્દગુણી ઓલીવીઆ એક વરસ ઉપર મરણ પામેલા એક કાઉન્ટની પુત્રી થાય છે. તે તેને તેના ભાઈની સંભાળમાં મૂકી ગયો હતો. ઓલીવીઆનો ભાઇ પણ થોડી મુદતમાં મરી ગયો. આ વહાલા ભાઈના મરણથી ઓલીવીઆએ માણસો સાથેનો સહવાસ બંધ કર્યો છે એમ વાતો થાય છે. " વાયોલા પોતાના ભાઇને ખોવાથી દિલગીર હતી તેણે મનમાં ઇચ્છયું કે, આ સ્ત્રીનો ભાઈ મરી ગયો છે તેની સાથે જઇને તે રહે તો સારૂં. આ સ્ત્રીની નોકરીમાં રહેવાની તેણે ખુશી દેખાડીને નાખુદાને કહ્યું કે, તેની સાથે તેને તે મેળવી આપશે ? પણ નાખુદાએ તે વાત અશકય છે એમ જણાવીને કહ્યું કે, તેના ભાઈના મરણ પછી તે કોઈ પણ માણસને, ડયુકને પણ, પોતાની પાસે આવવા દેતી નથી. વાયોલાએ પોતાના મનમાં બીજી હીકમત ઉભી કરી. પુરુષનો પોશાક પહેરી નોકર તરીકે ડયુકની ચાકરી કરવા તેણે ઠરાવ કર્યો. તેના જેવી જુવાન સ્ત્રીને પુરુષનો પોશાક પહેરી છોકરામાં ખપવાનો વિચાર નવાઈ જેવો હતો. પણ વાયોલાની આ ચાલ, તેની એકલવાઈ અને અરક્ષિત હાલતથી, તે પરદેશમાં એકલી અને સુંદર હતી તેથી ઠપકો આપવા લાયક ન હતી.

નાખુદા ભલો છે એમ તે જાણતી હતી તેની પાસે પોતાના મનનો વિચાર કહ્યો. તેણે તેને મદદ આપવા કબૂલ કર્યું. વાયોલાએ તેને પૈસા આપીને જે રંગનાં કપડાં તેનો ભાઈ સીબાશીઅન પહેરતો હતો તે રંગનાં અને તેવાંજ કપડાં લાવવા કહ્યું; અને તેણે જ્યારે પુરૂષનાં કપડાં પહેર્યાં ત્યારે તે આબેહુબ પોતાના ભાઈના જેવીજ દેખાતી હતી. સીબાશીઅન જીવતો હતો, તેથી કેટલી ભૂલો થઇ તે આગળ ચાલતાં આપણે જોઈશું.

વાયોલાના ભલા મિત્ર નાખુદાને દરબારમાં કેટલોક વગ હતો તેથી તેણે તેને પુરુષનો પોશાક પહેરાવી સીસારીઓને નામે ઓરસીનોની આગળ હાજર કરી. આ સુન્દર જુવાનીઆનો સ્વર અને દેખાવ જોઈને ડયુક અતિ પ્રસન્ન થયો અને તેને પોતાનો ખાસ હજુરી બનાવ્યો. તેણે પોતાનું કામ એવી તો ચાલાકીથી બજાવવા માંડયું કે, થોડા દિવસમાંજ

તે ડ્યુકની માનીતી થઇ પડી. સીસારીઓ આગળ ઓરસીનોએ ઓલીવીઆ ઉપરના પોતાના પ્યારનો બધો ઇતિહાસ કહી સંભળાવ્યો. સીસારીઓ આગળ તેણે પોતાને પ્યારમાં કેવી નાશીપાસી મળી હતી તે કહી સંભળાવ્યું અને તે સુન્દર સ્ત્રીએ તેનો પ્યાર નાકબૂલ કર્યો હતો તેથી અમીરી ઓરસીનો એટલો ઉદાસ થયો હતો કે, તેણે શિકાર અને બીજી મનને આનંદ આપનાર મરદાનગી ભરેલી રમતગમતો છોડી દીધી હતી. તે ગીતવાદ્ય અને પ્રેમનાં પદો સાંભળી પોતાનો વખત આળસાઇમાં ગુજારતો હતો. વિદ્વાન અને ડાહ્યા અમીરોની સોબત છોડી દઈ તે આખો વખત સીસારીઓ સાથે વાતો કરવામાં ગુજારતો હતો. તેના દરબારીઓએ, એક વખતના તેમના અમીરી ધણી મોટા ડ્યુક ઓરસીનોને સીસારીઓ કદી ન મળેલો સોબતી ધારતા હતા.

આવા સુન્દર જુવાન ડ્યુકની વિશ્વાસુ થવામાં તે સુન્દર કુમારિકાએ પોતાની ઉપર ભય ખેંચી લીધો હતો. ઓલીવીઆ માટે તેણે શું શું ખમ્યું છે તે બધું ઓરસીનોએ તેને કહ્યું તે સાંભળી તે દિલગીર થઈ. તે પોતે ડ્યુકને ચહાય છે એમ તેને લાગ્યું. ડ્યુક જેવા અમીરને ઓલીવીઆ શા માટે ચહાતી ન હતી તે વિષે વિચાર આવતાં તે આશ્ચર્ય પામી. તમારા જેવાના પ્યાર તરફ એક સ્ત્રી ન જુએ એ તો દયાજનક હતું એવી વાત તેણે ડ્યુકને ધીમેથી કહી. તે બોલી, "મારા લૉર્ડ, જેમ તમે ઓલીવીઆને ચહાઓ છો તેમ તમને કોઈ સ્ત્રી ચહાતી હોય, ( અને તેમ કદાચ હોય પણ ખરૂં ) અને જો તમે તેને જવાબ આપો કે, તમે તેને ચહાતા નથી તો તે આ જવાબથી શું સંતોષ પામીને બેસી રહેશે ?" પણ ઓરસીનાએ જવાબ આપ્યો, "તે જેટલું તે સ્ત્રીને ચહાય છે તેટલું તેને કોઈ સ્ત્રી ચાહી શકેજ નહિ. તેનામાં પ્રેમ છે એટલો પ્રેમ રહી શકે એવું કોઈ પણ સ્ત્રીનું અંતઃકરણ હોયજ નહિ, અને તેથી જેટલા પ્યારથી તે ઓલીવીઆને ચહાય છે તેટલા પ્યારથી બીજી કોઇ સ્ત્રી તેને ચહાતી હોય એમ તો બનેજ નહિ." પણ ડ્યુકના વિચારથી વાયોલાએ પોતાનો વિચાર જુદોજ જણાવ્યો. તેણે ધાર્યું કે, તેનો એ વિચાર ખરો હોયજ નહિ, કારણ કે જેટલા પ્યારથી તે ઓલીવીઆને ચહાતો હતો તેટલોજ પ્રેમ

વાયોલા ડ્યુક માટે ધરાવતી હતી. તે બોલી, "પણ મારા લૉર્ડ, હું જાણું છું કે—" ડ્યુકે પૂછ્યું, "સીસારીઓ, તું શું જાણે છે?" વાયોલાએ જવાબ આપ્યો, "સ્ત્રીઓ પુરુષો માટે કેટલો પ્યાર ધરાવે છે તે હું સારી રીતે જાણું છું. આપણી પેઠે તેમનું અંતઃકરણ પણ ખરૂં છે. હું જો સ્ત્રી હોઉં તો તમને ચહાઉં તેવીજ રીતે મારા બાપની દીકરી એક માણસને ચહાતી હતી." ઓરસીનોએ પૂછ્યું, "તું તે વાત જાણે છે?" વાયો-લાએ જવાબ આપ્યો, "મારા લૉર્ડ, હું થોડુંજ જાણું છું. તે પોતાના પ્યાર વિષે કદી પણ બોલતી ન હતી, પણ છૂપાવી રાખતી. ફૂલની કળીમાં જેમ કીડો સંતાઈ રહે, તેમ તેના અંતઃકરણમાં તેનો પ્યાર સંતાઈ રહ્યો હતો." ડ્યુકે પૂછ્યું કે, તે સ્ત્રી તેના પ્યારમાં મરણ પામી કે કેમ? તેનો તેણે ઉડાવનારો જવાબ આપ્યો. તે પોતે ઓરસીનોને છૂપા પ્યારથી ચહાતી હતી તે વિષે તેણે જોડી કાઢીને આ વાત કહી હતી.

તેઓ વાતો કરતા હતા એટલામાં ડ્યુકે ઓલીવીઆ પાસે મોકલેલો ગૃહસ્થ ત્યાં આવ્યો. તે બોલ્યો, "મારા લૉર્ડ હું તેની પાસે તો જઈ ન શક્યો, પણ તેણે દાસી સાથે આ જવાબ મોકલી આપ્યો; "સાત વરસ સુધી તો પવન પણ તેનું મોઢું જોઈ શકનાર નથી. તે મોઢા ઉપર હમેશ બુરખો પહેરી રાખશે અને પોતાનો ઓરડો પોતાના ભાઇના ગમમાં આંસુ પાડીને ભીંજવી મૂકશે." આ સાંભળીને ડ્યુક બોલ્યો, "તે પોતાના મરનાર ભાઇ તરફ પ્યાર દેખાડી પોતાનું કરજ પુરૂં કરે છે, પણ તેના અંતઃકરણમાં કીમતી સોનાનાં તીર લાગશે ત્યારે!" પછી તે વાયોલા તરફ ફરીને બોલ્યો, "સીસારીઓ, મારા મનનો છૂપો ભેદ મેં તને કહી દીધો છે તે તો તું જાણે છે; અને તેટલા માટે, ભલા જુવાન, તું ઓલીવીઆને ત્યાં જા. તને દાખલ થતો કોઇ અટકાવનાર નથી. દરવાજામાં દાખલ થઈ તેની સાથે તું વાત કરી શકશે." વાયોલાએ પૂછ્યું, "મારા લૉર્ડ, જો તેની સાથે વાત થાય તો પછી?" ઓરસી-નોએ જવાબ આપ્યો, "તો પછી મારામાં તેના વિષે પ્યારનો કેવો જુસ્સો છે તે જણાવજે. ગંભીર દેખાવના માણુસ કરતાં તારી સાથે વાત કરવા તે ઉભી રહેશે તેથી મારા દુઃખને શાંતિ વળે એવું તું બોલજે."

વાયોલા તે તરફ ચાલી. પણ તેણે પોતાની રાજીખુશીથી આ કામ કરવા માથે લીધું ન હતું. પોતે જેને વરવા ચહાતી હતી તેની સાથેજ બીજી સ્ત્રીને વરવા સમજાવવા તે જતી હતી. પણ જ્યારે તે કામ બજાવવા તેણે માથે લીધું ત્યારે નીમકહલાલીથી તેણે બજાવ્યું. એક સુન્દર જુવાન તેને મોઢેમોઢ મળવાની બહોંશ કરે છે એવી વાત ઓલીવીઆની જાણમાં આવી. દાસીએ ઓલીવીઆને કહ્યું, “ મેં તેને કહ્યું કે, તમે આજારી છો. ” તેણે કહ્યું કે, તે વાત તે જાણે છે અને તેથીજ તે વાત કરવા આવ્યો છે. મેં તેને કહ્યું કે, તમે સૂઈ ગયાં છો. તેનો તેણે જવાબ આપ્યો કે, એ વાત પણ તે અગાઉથી જાણે છે અને તેથી તે વિષે વાત કરવા માગે છે. બાઈસાહેબ, હવે એને હું શું કહું ? ગમે એટલાં બહાનાં હું કાઢીશ પણ તે માનનાર નથી. તેની હઠ એવી છે કે, તમે તેની સાથે બોલશો તોપણ તે બોલશે અને નહિ બોલો તોપણ તે બોલશેજ. ” ઓલીવીઆને આવો તે કોણ જુવાન છે તે જોવાની આતુરતા થઇ. તેણે તેને અંદર બોલાવ્યો. વાયોલાએ મોઢા ઉપર બુરખો નાંખી લીધો. તે બોલી કે, આ માણસ એલચી તરીકે ડ્યુકની તરફથીજ આવ્યો છે માટે એક વખત ડ્યુકની તરફનો સંદેશો મારે સાંભળવો પડશે. વાયોલા પુરુષ જેવો દેખાવ કરીને ત્યાં દાખલ થઈ અને મોટા માણસના હજુરી જેવી ભાષા વાપરવા લાગી. તે બોલી, “ સુન્દરી, તમારી બરોબરી કરનાર બીજું કોણ છે ? મને મહેરબાની કરી કહો કે આ ઘરનાં તમે શેઠાણી છો ? કારણ કે બીજાની પાસે મારા શબ્દોનો ભંડાર ખાલી કરવા હું ખુશી નથી. વળી તે બહુ મહેનતે તૈયાર કરી, મેં મોઢે કરવા પણ અથાગ મહેનત લીધી છે. ” ઓલીવીઆએ પૂછ્યું, “ સાહેબ, તમે કયાંથી આવ્યા છો ? ” વાયોલાએ જવાબ આપ્યો, “ મેં મોઢે કરેલું છે તેથી વધારે હું જવાબ આપી શકતો નથી. આ સવાલ મારા તૈયાર કરેલા પાઠની બહાર છે. ” ઓલીવીઆએ પૂછ્યું, “ તમે વિદૂષક છો ? ” વાયોલાએ ઉત્તર વાળ્યો, “ નહિ, અને જે પાઠ હું બજાવું છું તે પણ હું નથી. ” અર્થાત્ તેણે એમ કહેવા માગ્યું કે, પુરૂષ તરીકે હું દેખાઉં છું પણ હું છું તો એક સ્ત્રી. તેણે ફરીથી ઓલીવીઆને

પૂછ્યું કે, તેજ તે ઘરની માલેક હતી કે નહિ. ઓલીવીઆએ જવાબ આપ્યો કે, તેજ માલેક હતી. વાયોલાનો વિચાર પોતાના શેઠનો તેને સંદેશો કહેવા પહેલાં પોતાના તે હરીફનો ચહેરો જોવાની હોંસ હતી તેથી તે બોલી, " ભલી બાઈ, મને તમારો ચહેરો જોવા દો." આ માગણી ઓલીવીઆએ ના પાડી. કારણ કે આ મગરૂર સુન્દરી, જેને ડયુક લાંબા વખતથી ચહાતો હતો, તે આ ગરીબ સીસારીઓ વેશ-ધારી હજુરીને જોઇ તેની સાથે પ્યારમાં પડી હતી.

જ્યારે વાયોલાએ તેનો ચહેરો જોવા માગ્યો ત્યારે ઓલીવીઆએ પૂછ્યું, " મારો ચહેરો જોવા માટે તમારા શેઠ તરફથી તમને ફરમાસ થઇ છે ! " પોતે સાત વરસ સુધી બુરખો પહેરી રાખવાની બાધા લીધી હતી તે ભૂલી જઈ બુરખો કાઢી નાખતાં તે બોલી, " હું પડદો ઉઘાડી નાંખીને તને ચિત્ર બતાવું છું. શું એ ચિત્ર સારૂં દોરેલું નથી ! " વાયો-લાએ જવાબ આપ્યો, " ખરેખર સુન્દરતા એમાં ભેળાયલી છે. કુદરતે પોતાના હાથથી તમારા ગાલ ઉપર સફેદ અને ગુલાબી રંગ ભર્યાં છે. જો તમે આ સુન્દરતાને ઘોરમાં લઈ જશો અને પાછળ નકલ મૂકી નહિ જાઓ તો તમો સૌથી ઘાતકી સ્ત્રી તરીકે ગણાશો." ઓલીવીઆએ જવાબ આપ્યો, " અરે સાહેબ, હું તેવી ઘાતકી થનાર નથી. મારી સુન્દરતાની યાદી હું દુનિયામાં મૂકી જઈશ. જેમ કે, વળી, જુદા રાતા બે હોઠ; વળી બે ભુરી આંખો, તેની ઉપરનાં પોપચાં; એક ગરદન; એક હડપચી; વગેરે વગેરે. તમને મારી સ્તુતિ કરવા માટે અહીં મોકલ્યા છે ! " વાયોલાએ કહ્યું, " તમે જેવાં છો તેવાં તમને જોઉં છું. તમે અતિ મગરૂર છો, છતાં સુન્દર છો. મારો માલીક અને ધણી તમને ચહાય છે. તમે સુન્દરતાની રાણી છો છતાં તમારાથી તેના પ્યારનો બદલો વળવાનો નથી. ઓરસીનોનો પ્યાર તમારી પુજા કરે છે, તમારે માટે તલસે છે, તે નિઃશ્વાસ નાંખે છે, અગ્નિ પેઠે બળે છે." ઓલીવી-આએ કહ્યું, " તમારો લૉર્ડ મારૂં મન સારી પેઠે જાણે છે. હું તેને ચાહી શકનાર નથી. તે છતાં હું જાણું છું કે તે સદ્‌ગુણી છે. તે કાંઈ પણ કલંક વગરનો અમીરી જુવાન છે. દરેક જણ તેને વિદ્વાન, સભ્ય

અને બહાદુર ગણે છે. તોપણ હું તેને ચાહી શકતી નથી. તેને ઘણે વખત થયાં મેં એ જવાબ આપી દીધો છે." વાયોલાએ કહ્યું, "મારો માલીક જેમ ચહાય છે તેમ હું તમને ચહાતો હોઉં તો તમારા દરવાજા આગળ પડી રહીને તમારૂં નામ હમેશ જપ્યા કરૂં. ઓલીવીઆના નામના ખ્યાલ જોડીને તે આખી રાત ગાયા કરૂં. "ઓલીવીઆ" નામ પુકારીને ટેકરીઓ ગજાવી મૂકું અને તે નામના પડઘા પાડ્યા કરૂં અને જ્યાં સુધી મારી ઉપર તમને દયા ન આવે ત્યાં સુધી તમે સુખે રહી ન શકો." ઓલીવીઆએ કહ્યું, "તમે તેમ કરી શકો ખરા. પણ તમારૂં ખાનદાન કેવું છે !" વાયોલાએ જવાબ આપ્યો, "મારી હાલત દેખાય છે તે કરતાં સારૂં. હું ગૃહસ્થ છું." વાયોલાને આનાકાનીથી રજા આપતી ઓલીવીઆ બોલી, "તમારા શેઠની પાસે જઈને તેને કહો કે, હું તેને ચહાતી નથી. ફરીથી તે કોઈને મોકલે નહિ એમ તેને કહેજો. પણ તે કેવી રીતે વર્તે છે તે કહેવા તમે પાછા આવજો." તેને "સુંદર ઘાતકીપણા"ને નામે બોલાવીને વાયોલા સલામ કરીને ત્યાંથી નીકળી. જ્યારે તે ગઈ ત્યારે ઓલીવીઆ આ શબ્દો ફરીથી બોલી, "મારી હાલત દેખાય છે તે કરતાં સારૂં. હું ગૃહસ્થ છું." પછી ઓલીવીઆ મોટેથી બોલી, "હું સોગન ખાઈને કહું છું કે, એમજ છે. એની બોલી, એનો દેખાવ, એની ચાલચલણુજ કહી આપે છે કે, એ ગૃહસ્થ છે." તેણે ઇચ્છ્યું કે, [સીસારીઓ પોતે ડયુક હોત તો સારૂં અને તેના દેખાવથી પોતાના મન ઉપર પ્યારે અસર કીધી હતી તેથી તે ઓચિંતા પ્યારથી તે પોતાને ઠપકો આપવા લાગી. પણ જે લોકો પોતે પોતાનેજ ઠપકો આપે છે તે ઠપકો કાંઈ જડમૂળ ઘાલીને રહેતો નથી. ઓલીવીઆ પોતાની અને તે દેખાતા હજુરી વચ્ચેનો તફાવત તેમજ કુમારિકા તરીકેનો મોભો ભૂલી ગઈ. તેણે જુવાન સીસારીઓના પ્રેમને ઉત્તેજન આપવા નિશ્ચય કર્યો. સીસારીઓ પોતાના શેઠ ઓરસીનો પાસેથી વીંટી ભેટ લાવીને ત્યાં મૂકી ગયો છે એવું બહાનું કાઢીને તેણે સીસારીઓને એક હીરાજડિત વીંટી આપી આવવા માટે તેણે પોતાના એક નોકરને મોકલ્યો. આ પ્રમાણે સીસારીઓને વીંટી મોકલવાની

મતલબ એવી હતી કે, તે યુક્તિથી સીસારીઓ તેના મનની ઇચ્છા પામી જાય અને ખરેખર તેમજ બન્યું. વાયોલા વીંટી જોઇને વહેમાઈ. તેને યાદ આવ્યું કે, ઓલીવીઆ તેને જોઈ ચકિત થઇ હતી અને જેને પોતાનો શેઠ ડ્યુક પરણેતર કરવા માગતો હતો તે તેની સાથે પ્યારમાં પડી હતી. વાયોલા બોલી, " અફસોસ, તે બાપડી સ્ત્રી પ્યારનું સ્વપ્ન જુએ છે. છૂપો વેશ કેવો ખરાબ છે, કારણ કે, હું જેમ ઓરસીનો માટે છૂપા નિઃશ્વાસ નાંખું છું તેમ મારે માટે ઓલીવીઆ નાંખે છે. "

વાયોલા ઓરસીનોના મહેલમાં પાછી ફરી. તે પોતે ઓલીવીઆને સમજાવવાને નાશીપાસ થઈ હતી તે બધી વાત તેની આગળ કહીને ઓલીવીઆનો હુકમ કહ્યો કે, હવેથી ડ્યુકે તેની પાસે કોઈ પણ કાસદ મોકલવો નહિ. તોપણ ડ્યુકને હજી આશા હતી. તે એમજ ધારતો હતો કે, સીસારીઓ તેને સમજાવી શકશે અને તેથી તેને બીજે દિને ત્યાં જવા કહ્યું. તેટલો કંટાળા ભરેલો વખત પસાર થાય તે માટે તેણે પોતાને પસંદ પડતું પ્યારનું એક ગાયન ગાવા શરૂઆત કરી. તે બોલ્યો, " મારા ભલા સીસારીઓ, ગઈ કાલે રાતના જ્યારે તે ગાયન મેં સાંભળ્યું ત્યારે મને એમ લાગ્યું કે, મારા મનનો પ્યારનો જુસ્સો તેથી વધતો હતો. સીસારીઓ, એટલું તો યાદ રાખજે કે, એ ગાયન સાદું અને જુનું છે. વણકરો અને કાંતનારીઓ જ્યારે કામ કરે છે ત્યારે એ ગાયન ગાય છે. એ કંટાળા ભરેલું છે છતાં એમાં જુના વખતના પ્યારની વાત છે તેથી મને તે ગમે છે. "

વાયોલાએ તે જુના ગાયનના શબ્દો ઉપર ધ્યાન ન આપ્યું. પણ તેમાં સાદી રીતે પ્યાર વર્ણવેલો હતો એમ જોયું. પણ તે ગાયનથી તેની ઉપર અસર થઈ હતી. ઓરસીનોએ તેનો દિલગીર ચહેરો જોયો. ઓરસીનોએ પૂછ્યું, " સીસારીઓ, તું નાનો છે છતાં કોઇની તરફ પ્યાર ધરાવે છે એમ મને લાગે છે. કેમ ખરૂ કે નહિ, છોકરા ! " વાયોલાએ જવાબ આપ્યો, " તમારી રજાથી થોડો ઘણો છે ખરો. " ઓરસીનોએ પૂછ્યું, " તે સ્ત્રી કેવી છે અને તેની ઉમર શી છે ! " વાયોલાએ જવાબ આપ્યો, " તમારા જેટલી ઉમર અને તમારા જેવો

ચહેરો, મારા લૉર્ડ. ” પોતાના કરતાં મોટી ઉમરની અને પુરૂષના જેવા શામળા ચહેરાની એક સ્ત્રીને આ સુંદર જુવાન છોકરો ચહાય છે જાણીને ડ્યુક હસ્યો. પણ વાયોલા તો મોઘમમાં એમ કહેવા માગતી હતી કે, તે ઓરસીનોને પોતાને ચહાતી હતી, કોઈ સ્ત્રીને ચહાતી ન હતી.

જ્યારે વાયોલા ઓલીવીઆને બીજી વખત મળવા ગઈ ત્યારે તેને કોઈએ અટકાવી નહિ. આ રૂપાળા જુવાન કાસદ સાથે વાત કરતી વખતનો પોતાની શેઠાણીનો આનંદ તેના નોકરો પામી ગયા હતા. જે પળે વાયોલા ત્યાં આવી તેજ પળે તે ઘરના દરવાજા ઉઘાડી નાંખવામાં આવ્યા અને તેને ઓલીવીઆના ઓરડામાં માન સહિત દાખલ કરવામાં આવી. જ્યારે વાયોલાએ ઓલીવીઆને કહ્યું કે, હું એક વખત ફરીથી મારા શેઠની તરફથી તેને સંદેશો કહેવા આવી છું ત્યારે ઓલીવીઆએ કહ્યું, “ તેને વિષે તમે ફરીથી કાંઈ ન કહો તો ઠીક, એવી મારી ઇચ્છા છે. પણ જો તમે બીજા કોઈ વિષે વાત કરશો તો આનંદી દીલે હું તે સાંભળીશ. ” આટલું બોલેલું કાંઈ થોડું ન હતું છતાં ઓલીવીઆએ તેને ખુલ્લે ખુલ્લું જણાવ્યું કે, તે તેને ચહાતી હતી. જ્યારે તેણે વાયોલાનો ચહેરો દિલગીર અને ગુંચવાયેલો જોયો ત્યારે તે બોલી, “ અરે એના હોઠ ઉપર તિરસ્કાર અને ક્રોધ કેવાં સુંદર દેખાય છે ! વસંત ઋતુનાં ગુલાબો, કુમારિકાપણું, માન અને સચ્ચાઇથી હું કહું છું કે, હું તમને ચહાઉં છું. તમે મગરૂર છો છતાં મારા મનનો જુસ્સો છૂપાવવા મારામાં અક્કલ કે ડહાપણ જરાપણ નથી. ” તે સ્ત્રીએ તેને સમજાવવા માટે કરેલી કોશેશ બધી વ્યર્થ ગઇ. પણ વાયોલા, ફરીથી ઓરસીનોની તરફથી તે નહિ આવે એવી ધમકી આપીને ત્યાંથી ચાલી ગઈ અને ઓલીવીઆના પ્રેમનાં વચનોનો તે એટલોજ જવાબ આપી ગઈ કે, ‘ કોઈ પણ સ્ત્રીને ન ચહાવાનો, તેનો ઠરાવ હતો.

પણ વાયોલા તેના ઘરમાંથી બહાર નીકળી તે વખતે તેની હીમતની કસોટીનો વખત પાસે હતો. એક ગૃહસ્થ, જેની સાથે લગ્ન કરવાની ઓલીવીઆએ ના પાડી હતી, તેને ડ્યુકના કાસદની ખબર પડી. ઓલીવીઆ તે કાસદને ચહાય છે એમ તેને જણાયું. તેથી તેની સાથે દ્વંદ્વ

યુદ્ધ કરવા માટે તે તૈયાર થઇને ત્યાં ઉભો હતો. વાયોલાએ પુરુષનો પોશાક પહેર્યો હતો છતાં તે સ્રીજ હતી તેથી તે શું કરી શકે ? તે તો બીચારી પોતાની તરવારથી પણ બીહતી હતી !

જ્યારે તેણે પોતાના ધારેલા હરીફને પોતાની સામે ઉઘાડી તરવારે આવતો દીઠો ત્યારે પોતે સ્રી છે એવો એકરાર કરવા તેણે વિચાર કર્યો. પણ એટલામાં એક બીજો જણ તેની તરફથી લડવા માટે નીકળી આવ્યો. તે જાણે તેનો ઘણા વખતનો ઓળખીતો અને મિત્ર હોય એવી રીતે વાયોલા પાસે આવી તેના હરીફ તરફ જોઇને બોલ્યો, "જો આ જુવાન ગૃહસ્થે તમારૂં કાંઈ અપમાન કર્યું હશે તો તે હું મારે માથે લઉં છું અને તેની તરફથી લડવા તૈયાર છું." પોતાનો બચાવ કરવા માટે હજી તો વાયોલા તે પોતાના નવા થઈ પડેલા મિત્રનો ઉપકાર માનવા જતી હતી, પણ તેની બહાદુરી તેને નકામી થઈ પડે એવો બનાવ એટલામાં બન્યો; કારણ કે એટલામાં વાયોલાના તે નવા થયેલા મિત્રને સરકારી અમલદારોએ ઘણા વરસ ઉપર તેણે કરેલા કાંઈ અપરાધ માટે ડ્યુકને નામે પકડીને કેદ કર્યો. પછી તેણે વાયોલાને કહ્યું, "આ તને શોધવા આવતાં મારે ખમવું પડ્યું છે." પછી પોતાની કોથળી માગતાં તેણે કહ્યું, "હવે મને પૈસાની જરૂર પડશે માટે તે કોથળી મને આપી દે. તું આશ્ચર્ય તો પામે છે, હવે ધીરજ રાખજે." તેના આ શબ્દો સાંભળી વાયોલા વધારે આશ્ચર્ય પામી. તેણે કહ્યું કે તે તેને ઓળખતી પણ ન હતી, તેમજ તેના પૈસા પણ તેણે લીધા ન હતા. પણ તેણે તેની ઉપર જે મહેરબાની હાલ બતાવી હતી તેના બદલામાં પોતાની પાસે જે થોડા પૈસા હતા તે બધા આપી દેવા જણાવ્યું. હવે તે અજાણ્યો તેનીસાથે સખત શબ્દોથી વાત કરવા લાગ્યો અને તેને નીમકહરામ કહીને બોલાવવા લાગ્યો. તે બોલ્યો, "આ જુવાન જેને તમે અહીં ઉભેલો જુઓ છો તેને મેં મોતના પંજામાંથી બચાવ્યો છે અને તેને લીધેજ હું ઇલીરીઆમાં આવ્યો છું અને તેથી આજ ભયમાં સપડાયો છું." પણ અમલદારોને તેની વાત સાંભળવાની દરકાર ન હતી. તેઓ તેને ત્યાંથી લઇ જતાં બોલ્યા, "તેનું અમારે શું છે?" જતી વખતે તે વાયોલાને સીબાશીઅનના નામે

બોલાવતો ગયો અને પોતાની તરફ નીમકહરામ થવા માટે તેને ઠપકો આપતો ગયો. વાયોલા પોતાને સીબાશીઅનને નામે તેને બોલાવતો જોઇ વહેમાઇ. પણ તેને ખુલાસો પૂછવાનો વખત રહ્યો ન હતો. તેને લાગ્યું કે આ માણસ તેને તેના ભાઈ સીબાશીઅનને બદલે ભૂલતો હતો. આ ઉપરથી પોતાનો ભાઇ જીવતો હોવો જોઇએ એવી તેને આશા ઉત્પન્ન થઈ. કારણ કે, તે કદી તેને બચાવવાનું કહેતો હતો અને ખરેખર તેમજ હતું. તે અજાણ્યો મિત્ર એક વહાણનો કપ્તાન હતો અને તેનું નામ એન્ટોનીઓ હતું. સીબાશીઅન ડોલકાઠીને વળગી રહ્યો હતો તે વખતે અતિશય થાકી ગયો હતો. તેની હાલતમાંથી તે કપ્તાને તેને ઉંચકી લીધો હતો. એન્ટોનીઓને સીબાશીઅન સાથે એટલી તો મિત્રતા બંધાઇ હતી કે, તે જ્યાં જાય ત્યાં તેણે પોતે પણ જવા ઠરાવ કર્યો હતો. કપ્તાન એન્ટોનીઓએ એક વખતે લડાઇમાં ડ્યુક ઓરસીનોના ભત્રીજાને સખત ઘાયલ કર્યો હતો તેથી તે ઈલીરીઆમાં આવી શકે તેમ ન હતું, છતાં સીબાશીઅને ઓરસીનોની દરબાર જોવા મરજી દેખાડી તેથી તે તેને માટેજ ત્યાં આવ્યો અને આ અપરાધ માટે તે કપ્તાનને કેદ કરવામાં આવ્યો હતો.

એન્ટોનીઓ વાયોલાને મળ્યો તેની થોડા વખત પહેલાંજ તેઓ કિનારે ઉતર્યાં હતા. સીબાશીઅનને પોતાની પાસેના પૈસાની કોથળી આપતાં એન્ટોનીઓએ કહ્યું કે, આ પૈસા તારાજ છે એમ સમજી એનો ઉપયોગ કરવો અને બજારમાંથી તેણે પોતાને પસંદ પડતી ચીજ લેવી. તે પોતે તો ધર્મશાળામાંજ રહ્યો અને સીબાશીઅન એકલો ગામમાં ફરવા નીકળ્યો. પણ ઘણીવાર સુધી સીબાશીઅન પાછો ન ફર્યો તેથી એન્ટોનીઓએ તેને શોધવા નીકળવા હીમત કરી. પણ વાયોલાએ પોતાના ભાઈના જેવોજ પોશાક પહેર્યો હતો તેથી તેને પોતાનો મિત્ર ધારી તેના બચાવમાં પોતાની તરવાર ખેંચી. પણ જ્યારે તેના ધારેલા સીબાશીઅને તેને ઓળખવાની ના પાડી અને પૈસા નાકબૂલ ગયો ત્યારે તેને નીમકહરામ તરીકે તેણે બોલાવ્યો.

એન્ટોનીઓને પકડી ગયા પછી ફરીથી લડાઈની માગણી થશે એવી બીકથી વાયોલા જેમ બને તેમ જલદીથી ઘર તરફ દોડી ગઈ. પણ તેને ગયે થોડીવાર થઈ એટલામાં તેના હરીફે તેને પાછી ફરેલી ધારી. પણ આ આવનાર તેનો ભાઈ સીબાશીઅન હતો. તેને જોઈ તે હરીફ ગૃહસ્થ બોલ્યો, " હવે સાહેબ, આપણે ફરીથી મળ્યા. આ લ્યો ?" એમ કહી તેને એક મુક્કી મારી. સીબાશીઅન બીચકારો ન હતો. તેણે સામો ફટકો મારીને પોતાની તરવાર કાઢી.

પણ તેમની આ લડાઇ એક સ્ત્રીએ આવીને અટકાવી. સીબાશીઅનને સીસારીઓ તરીકે ધારીને તે ઘરમાંથી બહાર નીકળી અને તેને પોતાના ઘરમાં આવવા વિનંતિ કરી. સીબાશીઅન આ સ્ત્રીની મહેરબાની અને પોતાના અજાણ્યા હરીફનું જંગલીપણું જોઈ આશ્ચર્ય પામ્યો. તો પણ તે આનંદી દીલે તેના ઘરમાં ગયો. ઓલીવીઆ પણ તેને સીસારીઓ ધારી તથા તે તેને તાબે થયો જોઇ આનંદ પામી. બેઉનો ચહેરો એકજ રીતનો હતો છતાં તેની ઉપર તિરસ્કાર કે ગુસ્સો દેખાતો ન હતો, પણ જ્યારે ઓલીવીઆએ વાયોલા આગળ પ્યાર દેખાડયો હતો ત્યારે તેના ચહેરા ઉપર તે પ્રગટી નીકળ્યો હતો.

તે સ્ત્રી પોતાની તરફ જે માયા દેખાડતી હતી તે વિષે સીબાશીઅનને પહેલાં તો કાંઈ સમજણ ન પડી. તે તો ઓલીવીઆની તેની તરફની ચાલચલણ જોઇને એમજ ધારતો હતો કે તે પોતાની શુદ્ધિમાં ન હતી. પણ તે આ સુંદર ઘરની માલીક હતી અને નોકરોને ડહાપણથી દરેક હુકમ આપતી હતી એવું જ્યારે તેણે જોયું ત્યારે તેને ડાહી જાણી અને પોતે પણ તેની તરફ ધ્યાન આપવા લાગ્યો. પોતાના ધારેલા સીસારીઓને તેણે આનંદી જોયો ત્યારે આ તક સારી જાણી, રખેને તે પાછળથી વિચાર ફેરવી નાંખે માટે, તેણે લગ્ન કરવાની માગણી કરી. એક ધર્મગુરૂ તો તેજ વખતે તેના ઘરમાં હાજર હતો. સીબાશીઅન કબૂલ થયો. જ્યારે લગ્નક્રિયા થઇ રહી ત્યારે સીબાશીઅન પોતાના મિત્ર એન્ટોનીઓને આ આનંદી વર્તમાનથી વાકેફ કરવા જવાની તેની રજા માગીને ગયો. તેટલા વખતમાં ઓરસીનો ઓલીવીઆને મળવા

આવ્યો. જે વખતે તે ઓલીવીઆના ઘર આગળ આવ્યો તેજ વખતે એન્ટોનીઓને કેદી તરીકે સરકારી અમલદારોએ લાવીને ડ્યુકની સામે ત્યાંજ ઉભો કર્યો. પોતાના શેઠ ડ્યુકની સાથે વાયોલા પણ હતી. એન્ટોનીઓ વાયોલાને હજી પણ સીબાશીઅન ધારતો હતો તેથી પોતે તેને દરીઆમાંથી કેવી રીતે બચાવી તેનું વર્ણન તેણે ડ્યુકની આગળ કર્યું અને પાછળથી તેની ઉપર માયા દેખાડી ત્રણ મહિના સુધી તેઓ કેવી રીતે સાથે રહ્યા હતા તે પણ કહ્યું. આ વખત ઓલીવીઆ ઘરમાંથી બહાર નીકળી, તેથી ડ્યુક એન્ટોનીઓની વાત સાંભળવા વગર બોલ્યો, "આ કાઉન્ટેસ આવી. અપ્સરા પોતેજ પૃથ્વી ઉપર ચાલે છે. પણ અલ્યા, તારૂં કહેવું જુઠું છે. ત્રણ મહિના થયાં તો આ જુવાનીઓ મારી પાસે છે." તેણે એન્ટોનીઓને એક બાજુ ઉભો કરવા હુકમ કર્યો. પણ ઓરસીનોની અપ્સરા જેવી કાઉન્ટેસ ઓલીવીઆ, સીસારીઓને માયા ભરેલી રીતે બોલાવતી હતી તે જોઈ તેને નીમકહરામ કહેવાની વારી હવે ડ્યુકની આવી. ડ્યુકે જ્યારે જોયું કે, સીસારીઓએ ઓલીવીઆને જીતી લીધી છે ત્યારે તેણે વેર લેવાની ધમકી આપી. તેણે ત્યાંથી જવાની તૈયારી કરતાં, પોતાની પાછળ આવવા વાયોલાને કહેતાં કહ્યું, "છોકરા, ચાલ મારી સાથે. જોજે તો ખરો કે તને કેવો સ્વાદ હું ચખાડું છું તે!" વાયોલા જાણતી હતી કે ડ્યુક અદેખાઈથી તેને મોતની શિક્ષા ફરમાવશે છતાં પ્યારે તેની બીક છોડાવી હતી. તે પોતાના માલીકને સુખી કરવા માટે મરવાને તૈયાર હતી. પણ ઓલીવીઆ આમ સહેલાઈથી પોતાનો પતિ ખોઈ દે એવી ન હતી. તેણે બૂમ પાડી, "મારા સીસારીઓ, ક્યાં જાઓ છો!" વાયોલાએ જવાબ આપ્યો, "મારા જીવ કરતાં જેને વધારે ચહાઉં છું તેની સાથે." પણ ઓલીવીઆએ તેમને જતા અટકાવીને બૂમ પાડીને કહ્યું કે, સીસારીઓ તેનો ભરથાર હતો અને તેણે પેલા ધર્મગુરૂને બોલાવી મંગાવ્યો. તેણે આવીને ખાત્રી આપી કે, આ જુવાન સાથે ઓલીવીઆનાં બે કલાક પહેલાં તેણે લગ્ન કરી આપ્યાં હતાં. પોતે ઓલીવીઆ સાથે લગ્ન કર્યું નથી એવું વાયોલાએ કહેવા માંડ્યું, પણ તે બધું વ્યર્થ ગયું. ડ્યુક જેને પોતાની જીન્દગી કરતાં વધારે કીમતી ખજાનો ધારતો હતો તેને

પોતાનો નોકર સીસારીઓ ચોરી ગયો એવી ઓલીવીઆ અને ધર્મગુરૂના કહેવાથી તેની ખાત્રી થઈ. બનવાનું બની ગયું. હવે તેમાં ફરક પડનાર નથી ધારીને ડયુક પોતાની કરવા ધારેલી પત્ની અને તેના ધારેલા પતિ વાયોલાને છેલ્લી સલામ કરીને કહ્યું કે, હવે તમે મને કોઈ પણ દિવસ મોઢું દેખાડશો નહિ. પણ એટલામાં એક ચમત્કાર બન્યો ! કારણ કે બીજો સીસારીઓ ત્યાં આવ્યો અને ઓલીવીઆને પોતાની પરણુતર તરીકે બોલાવી. આ નવો સીસારીઓ, ઓલીવીઆનો ખરો પતિ સીબાશીઅન હતો. જ્યારે તેઓ થોડાં શાંત થયાં ત્યારે આ એકજ ચહેરાનાં, એકજ સ્વરનાં અને એકજ પોશાકવાળાં ભાઇબહેન એકબીજાને સવાલો પૂછવા લાગ્યાં. કારણ કે, વાયોલા કાંઇક જાણુતી હતી કે, તેનો ભાઈ જીવતો હતો. પણ સીબાશીઅન તો તેને મુવેલીજ ધારતો હતો અને જેને પોતે મુવેલી ધારી હતી તેને પુરૂષના પોશાકમાં જોઇ તે કેમ માની શકે. પણ વાયોલાએ તે પોતેજ પુરૂષના પોશાકમાં તેની બહેન હતી એવી તેની ખાત્રી કરી આપી.

જ્યારે બધો ખુલાસો થયો અને ભેદ ખુલ્લો થયો ત્યારે ઓલીવીઆ એક સ્ત્રી સાથે પ્યારમાં પડી હતી જાણી બધા હસવા લાગ્યા. પણ ઓલીવીઆએ એક બહેનને બદલે તેના ભાઈને પોતે પરણી છે એમ જાણ્યું ત્યારે તે કાંઇ દિલગીર ન થઈ.

ઓલીવીઆ સાથે લગ્ન કરવાની ઓરસીનોની બધી આશા જતી રહી અને તે સાથે તેનો નિષ્ફળ પ્યાર પણ ઉડી ગયો. પણ પોતાનો માનીતો હજુરી સીસારીઓ, જે એક સ્ત્રી હતી તેની તરફ તેણે ધ્યાન ફેરવ્યું. વાયોલાને તે ધ્યાનથી જોવા લાગ્યો અને પુરૂષના પોશાકમાં તે રૂપાળી જણાતી હતી ત્યારે તેના સ્ત્રીના પોશાકમાં તેની સુંદરતા કેવી ખીલી નીકળશે તે વિષે તે કલ્પના કરવા લાગ્યો. જ્યારે તે પુરૂષના પોશાકમાં તેને ચહાય છે એમ જણાવતી હતી ત્યારે ડયુક તેને માત્ર એક નોકર તરીકેની નીમકહલાલી સમજતો હતો; પણ હવે તેને સમજણ પડી કે, તે પોતાના ખરા મનથી બોલતી હતી. આ બધું યાદ કરતાં તેણે વાયોલા સાથે લગ્ન કરવા પોતાનો દૃઢ નિશ્ચય કર્યો. તેણે તેને (હજી

પણ તે તેને સીસારીઓ અને છોકરા તરીકે બોલાવતો હતો ) કહ્યું, "છોકરા, તું મને હજારો વખત કહેતો હતો કે તું કોઈ સ્ત્રીને ચાહનાર નથી અને તેં સ્ત્રીજાત છતાં મારી આટલી બધી સેવા બજાવી છે અને લાંબા વખતથી તું મને શેઠ તરીકે બોલાવે છે, તો હવે તે શેઠની શેઠાણી અને ઓરસીનોની તું ખરી ડચેસ થઇશ."

ઓરસીનોને વાયોલા ઉપર પ્રેમ કરતો જોઇને ઓલીવીઆએ તેમને પોતાના ઘરમાં બોલાવ્યા અને જે ભલા ધર્મગુરુએ સવારના પહો-રમાં સીબાશીઅન અને ઓલીવીઆને પરણાવી આપ્યાં હતાં તેજ ધર્મ-ગુરૂની મદદથી તેજ દિવસની બપોરના ઓરસીનો અને વાયોલા લગ્ન-ગાંઠથી બંધાયાં. આ પ્રમાણે આ જોડીઆં ભાઇબહેન એકજ દિવસે પરણ્યાં. તોફાન અને વહાણના ભાગવાથી તેઓ જુદાં પડ્યાં હતાં, પણ તેજ યોગે તેઓ મોટી પદવી અને માન પામ્યાં. વાયોલા ઇલી-રીઆના ડયુકની પત્ની થઈ હતી અને સીબાશીઅન ભલી અને પૈસાદાર કાઉંટેસ ઓલીવીઆનો પતિ થયો હતો.

# A MIDSUMMER NIGHT'S DREAM.

# ભર ઉનાળાની રાત્રીનું સ્વપ્ન.

એથન્સ શહેરમાં એક એવો કાયદો હતો કે, માબાપ પોતાની પુત્રીને પોતાને ગમતા વરની સાથે પરણાવી શકતાં. જો માબાપે પસંદ કરેલા વર સાથે વરવાની છોકરી ના પાડતી તો તેને તેનો બાપ મોતની શિક્ષા સુદ્ધાં કરી શકતો. પણ માબાપો પોતાની વહાલી પુત્રીનું મરણ જોઈ શકે તેમ ન હોવાથી આ કાયદો કદી પણ અમલમાં આવ્યો ન હતો. છતાં તેઓ તેમ કરવા ધમકી તો આપતાં હતાં.

એગ્યુસ નામનો એક વૃદ્ધ પુરૂષ એ કાયદો અમલમાં મુકવાની ઈચ્છાથી તે વખતના ત્યાંના રાજકર્તા ડયુક થેસ્યુસની પાસે ગયો અને તેની આગળ ફરિયાદ કરી કે, તેની હર્મિયા નામની છોકરી કુળવાન ખાનદાનના ડેમીટ્રીઅસ નામના જુવાન સાથે લગ્ન કરવા ના પાડી, લાઈસેન્ડર નામના જુવાન સાથે વરવા ચહાય છે. એગ્યુસે થેસ્યુસની પાસે ઈનસાફ માગીને કહ્યું કે, તેની છોકરી હર્મિયા ઉપર તે દેશના કાયદાનો અમલ કરવાની તેને સત્તા આપવી.

પણ હર્મિયાએ પોતાની નાફરમાની વિષે એવી તકરાર લીધી કે, ડેમીટ્રીઅસે પ્રથમ મારી સખી હેલીના સાથે પ્રેમગાંઠ બાંધી હતી અને હેલીના તેને ખરા અંતઃકરણથી ચહાય છે. પણ આ તકરાર તે ન્યાયી ડયુકને વાજબી ન લાગી.

થેસ્યુસ દયાળુ અને ભલો હતો છતાં પોતાના દેશનો કાયદો તોડવાનો તેનો વિચાર ન હતો. તેથી તેણે હર્મિયાને વિચાર કરવા માટે ચાર દિવસની મુદત આપી. તે વખતે તે જો ડેમીટ્રીઅસ સાથે વરવા ના પાડે તો તેને માટે મોતની શિક્ષા ઠરાવી.

જ્યારે હર્મિયા ડ્યુકની પાસેથી ઘેર ગઇ ત્યારે તેણે પોતાના આશક લાઇસેન્ડરને તેડાવીને પોતાના ભયની બધી વાત કહીને કહ્યું કે, ચાર દિવસ પછી મારે તમને છોડી દઈ ડેમીટ્રીઅસ સાથે વરવું અથવા તો જીવ આપવા તૈયાર થવું.

લાઇસેન્ડર આ માઠી ખબર સાંભળીને અતિ દિલગીર થયો. એથન્સ શહેરથી થોડે દૂર તેની એક સગી રહેતી હતી તે તેને યાદ આવી; અને તે જ્યાં રહેતી હતી ત્યાં એ કાયદો અમલમાં આવતો ન હતો તેથી હર્મિયા ત્યાં જતાં બચી શકશે (આ ઘાતકી કાયદો માત્ર એથન્સ શહેરમાંજ ચાલતો હતો) એવી તેની ખાત્રી હતી અને તેથી પોતાના બાપનું ઘર મૂકીને પોતાની સાથે ત્યાં આવવા તેણે હર્મિયાને સમજાવી અને લગ્ન કરવા કાંઈ અડચણ પડનાર નથી એવી ખાત્રી આપી. લાઇસેન્ડરે કહ્યું, " આ શહેરથી થોડે દૂર વનમાં હું તને મળીશ. તને યાદ તો હશે કે, એ સુંદર વનમાં મે મહિનામાં આપણે હેલીના સાથે વારંવાર ફરીને મોજ ભોગવતાં હતાં. "

આ વાત હર્મિયાએ આનંદપૂર્વક માન્ય કરી. પણ પોતાનો નાશી જવાનો વિચાર હેલીનાને તેણે કહી દીધો. પ્રેમઘેલી બનેલી હેલીનાએ તે વાત પોતાના પ્રિયતમ ડેમીટ્રીઅસને કહી દીધી. પોતાની સખીને ફસાવવામાં હેલીનાનો કાંઈ સ્વાર્થ ન હતો, પણ માત્ર તેણે એટલાજ વિચારથી તેને તે વાત કહી દીધી કે, હર્મિયાની શોધમાં ડેમીટ્રીઅસ જશે તો તેની પાછળ તેને પોતાને પણ જવાનું બની શકે.

જે વનમાં લાઇસેન્ડર અને હર્મિયાએ મળવાનું ઠરાવ્યું હતું તે વન પરીઓને રમવાનું સ્થાન હતું. પરીઓનો રાજા ઓબેરન અને રાણી ટીટાનીઆ પોતાના બધા ચાકરનફર અને દરબારીઓ સાથે આખી રાત વનમાં રમતાં હતાં.

આ નાનાં રાજા રાણી વચ્ચે આ વખતે કાંઈ અણબનાવ ચાલતો હતો. તેઓ શીતળ ચંદનીમાં કદી પણ આનંદથી એકઠાં મળતાં ન હતાં. પણ જ્યારે મળતાં ત્યારે હમેશ કજીઓ કરતાં અને તેથી તેમની સાથેના

લોકો બીકથી કંપીને ખુણે ખાંચરે સંતાઈ જતાં. આ કજીઆનું કારણ એવું હતું કે, ટીટાનીઆ પાસે એક ચોરેલો નાનો રૂપાળો છોકરો હતો. આ છોકરાની મા ટીટાનીઆની સખી હતી. આ સખીના મરણ પછી તે રાણીએ તે છોકરો ચોરી લીધો હતો અને તેને આ વનમાં રાખ્યો હતો. ઓબેરન આ છોકરો હમેશ માગતો હતો અને ટીટાનીઆ તેને તે આપવાની ના પાડતી હતી.

જે રાતે હર્મિયા પોતાના આશક સાથે તે વનમાં મળનાર હતી તેજ રાતના ટીટાનીઆ પોતાની સખીઓ સાથે ફરતી હતી તેટલામાં તેને પોતાના દરબારીઓ સાથે ફરતા રાજા ઓબેરન જોડે મુલાકાત થઇ. તે પરીઓનો રાજા બોલ્યો, " મગરૂર ટીટાનીઆ, ચાંદની રાતે તું મને મળી ખરી." ટીટાનીઆએ ઉત્તર આપ્યો, " અરે અદેખા ઓબેરન, એ શું તમે છો કે! પરીઓ, અહિંથી દૂર ચાલો. મેં એમની પાસે જવાનું પાણી મૂક્યું છે." ઓબેરન બોલ્યો, " મગરૂર પરી, ઉભી રહે. શું હું તારો માલીક નથી ? ટીટાનીઆ પોતાના ઓબેરન સાથે શા માટે અણબનાવ કરે છે! પેલો તારી પાસેનો નાનો છોકરો મને આપી દે હું એને મારો હજુરી બનાવીશ."

રાણીએ જવાબ આપ્યો, " એ છોકરો મેળવવાની તો આશાજ ન રાખતા. તમારૂં આખું પરીઓનું રાજ આપતાં પણ એ છોકરો મારી પાસેથી તમે ખરીદી શકનાર નથી." આમ કહી તે ક્રોધમાંને ક્રોધમાં જતી રહી.

ઓબેરન બોલ્યો, " ઠીક છે, હાલ તો ચાલી જા. સવાર થતાં જોજે તો ખરી કે, તને આનો કેવો સવાદ ચખાડું છું " આમ કહી તેણે પોતાના માનીતા અને ખાનગી સલાહકાર પકને તેડાવી મંગાવ્યો.

પક ( એને કોઈ કોઈ વખત રૉબીન ગુડફેલો કહેતા હતા ) ખંધો અને પહોંચેલો હતો. તે ઘણી વખત આસપાસ ગામડાઓમાં નવી નવી ગમતો કરતો. કોઇ કોઇ વખત ગોવાળણોની ગોરસની માટલીમાં ભરાઈ બેસતો. કોઈ કોઇ વખત વલોણાની ડોણીમાં પવનરુપે નાચતો, તે વખતે

મહીઆરી વલોવી વલોવીને થાકે પણ માખણ થાયજ નહિ. ગામડાના પટેલોને પણ તે કાયર કરતો. જ્યારે પક વધારે ગમત કરવા માગતો ત્યારે એલ દારૂ બગાડી નાંખતો. જ્યારે કેટલીક ભલી પડોશણો દારૂનો એકેક પ્યાલો પીવા માટે એકઠી થતી ત્યારે પક કરચલાના આકારમાં એકાદ પ્યાલામાં ભરાઈ બેસતો અને જેવી તે ભલી ડોશી પ્યાલો મોઢા આગળ લેવા જતી કે તે તુરત બહાર કુદી પડતો, તેથી તે દારૂ તેની હડપચી ઉપર ઢોળાઇ જતો અને જ્યારે તે ડોસી પોતાની ને વાત બીજી આગળ કરવા બેસતી તે વખતે તે તેની નીચેથી ત્રીપાઇ ખેંચી લેતો એટલે તે બાપડી પડી જતી અને બીજી બધીઓ હસવા માંડતી.

આ રાતના નાના આનંદી ભટકનારને ઓબેરને બોલાવીને કહ્યું, "પક, અહિં આવ. સ્ત્રીઓ જેને વશીકરણના ફૂલ તરીકે ઓળખે છે તે લઇ આવ. આ કરેણના રંગના ફૂલનો રસ કાઢી ઉંઘતા મનુષ્યની આંખનાં પોપચાં ઉપર રેડવાથી તે જ્યારે જાગી ઉઠે ત્યારે પ્રથમ જેની ઉપર તેની નજર પડે તેની ઉપર તે મોહિત થઈ જાય. આમાંનો થોડો રસ હું મારી ટીટાનીઆ જ્યારે સૂતી હશે ત્યારે તેની આંખ ઉપર રેડીશ અને જ્યારે તે જાગી ઉઠશે ત્યારે જેની ઉપર તેની નજર પડશે તેની ઉપર તે મોહિત થશે. પછી ભલે ને તે અટકચાળો વાંદરો હો કે સિંહ કે રીંછ હો અને આ મોહનીનો ઉતાર હું જાણું છું. તે ઉતાર જ્યારે તે મને પેલો છોકરો આપશે ત્યારેજ કરીશ."

પક આવી ગમત તો હમેશ માગતો હતો, તેથી પોતાનો શેઠ તે ગમત કરવા માગે છે જાણી, તે ફૂલ શોધી લાવવા આનંદી દીલે દોડયો. પકની વાટ જોતો ઓબેરન બેઠો હતો એટલામાં તેની નજર તે વનમાં દાખલ થતાં ડેમીટ્રીઅસ અને હેલીના ઉપર પડી. પોતાની પાછળ આવવા માટે હેલીનાને ડેમીટ્રીઅસ ઠપકો આપતો હતો તે તેના સાંભળવામાં આવ્યો. તેના ઘણાક અસભ્ય શબ્દો સાંભળ્યા પછી હેલીનાએ તેને પોતાની ઉપરનો તેનો આગલો પ્યાર યાદ આપ્યો. પણ તે તો તેને જંગલી જનાવરો સાથે લગ્ન કરવાનું કહી ત્યાંથી દોડી ગયો. હેલીના તેની પાછળ જેટલા જોરથી દોડાય તેટલા જોરથી દોડી.

પરીઓનો રાજા હમેશ ખરા પ્યારને ચહાતો હતો તેને હેલીનાની દયા આવી. લાઇસેન્ડરે કહ્યું હતું તેમ હેલીનાને જ્યારે ડેમીટ્રીઅસ ચહાતો હતો તે વખતે તેમને આ વનમાં આનંદથી ફરતાં ઓબેરને કદાચ દીઠાં હશે. આ ઉપરથી જ્યારે પક તે ફૂલ લઈ આવ્યો ત્યારે ઓબે-રને કહ્યું, " આ થોડાં ફૂલ લે. આ વનમાં એથન્સની એક સુંદર કુમા-રિકા, પોતાના બેવફા આશક સાથે આવી છે. જ્યારે તે જુવાન સૂઈ જાય ત્યારે તેની આંખ ઉપર આ રસ નાંખજે અને જ્યારે તે આંખ ઉઘાડે ત્યારે તેની નજરે તેની તજી દીધેલી પ્યારી પડે એવી યુક્તિ કરજે. તે માણસને તેના એથન્સ શહેરના રહેવાસીનાં કપડાં ઉપરથી ઓળખી કાઢજે." પક તે કામ ચતુરાઇથી બજાવવા કબૂલાત આપી ત્યાંથી દોડી ગયો અને તે પછી ઓબેરન પોતાની રાણી ટીટાનીઆ પોતાના સુવા માટે તૈયારી કરતી હતી તેના મંડપમાં અદૃશ્યરૂપે ગયો. આ મંડપ નદી કિનારે હતો. જંગલી તેમજ સુવાસિક ફૂલોથી તે મંડપ લચી રહ્યો હતો ત્યાં ટીટાનીઆ રાતની વખતે થોડીવાર ઉંઘ કાઢતી હતી. તે પોતાના શરીર ઉપર સર્પની કાબર ચીત્રી કાંચળી ઓઢી લેતી. આ નાની કાંચળી જો કે ઓઢવાની ચાદરની ગરજ સારતી હતી છતાં તેનાથી પરી-ઓની રાણીનું આખું શરીર ઢંકાઇ રહેતું હતું.

રાજા ત્યાં આવ્યો ત્યારે ટીટાનીઆ પોતાની સખીઓને જુદું જુદું કામ ફરમાવતી હતી. તે બોલી, " તમારામાંની કેટલીક ગુલાબની કળી ઉપર ભમતા ભમરને મારજો. કેટલીક જણીઓ મારે સારૂ કાંચળી બનાવવા માટે ચામડાની પાંખવાળા વાગલા સાથે લડાઈ કરજો અને કેટલીક જણીઓ નખોદીઓ ઘુવડ મારી આગળ ન આવે માટે ચોકી કરજો. પણ પ્રથમ મને ઉંઘ આવે એવું ગીત ગાઓ. " તેઓએ ગાયન શરૂ કર્યું.

થોડીવારમાં રાણીને ઉંઘ આવી ગઈ એટલે ગાયન બંધ કરીને પરીઓ પોતપોતાને સોંપેલું કામ બજાવવા ચાલી ગઈ. એટલે ઓ-બેરને ધીમેથી પાસે આવી ટીટાનીઆની આંખના પોપચા ઉપર રસ નાંખતાં કહ્યું, " જ્યારે તું જાગી ઉઠે ત્યારે જેની ઉપર તારી પ્રથમ નજર પડે તેની ઉપર તારો પ્યાર ચોંટજો. "

હવે આપણે હર્મિયા તરફ નજર ફેરવીએ. ડેમીટ્રીઅસ સાથે પરણવા તે ના પાડતી હતી તેથી તેને મોતની શિક્ષા થઇ હતી તેમાંથી છૂટવા માટે તે પોતાના બાપના ઘરમાંથી નાશી ગઈ. જ્યારે તે વનમાં આવી ત્યારે તેને પોતાની સગીને ત્યાં લઈ જવા માટે લાયસેન્ડર ત્યાં તેની રાહ જોતો ઉભો હતો. પણ હર્મિયા થાકી ગઈ હતી તેથી તેને વધારે ચલાવવી યોગ્ય ન ધારી, નદીના કિનારા ઉપર તેને થાક લેવા માટે રાતની રાત સૂઇ જવા તેણે ભલામણ કરી. પોતાને માટે તેણે પોતાની જીંદગી જોખમમાં નાંખી હતી તેથી તેની ઉપર લાઇસેન્ડરનો પ્યાર વધ્યા હતો. તેને માટે એક ઠેકાણે જગા કરી આપી, તેનાથી થોડે દૂર લાઇસેન્ડર પોતે પણ સૂતો અને તેમને તરત ઉંઘ આવી ગઈ. પકની તેમની ઉપર નજર પડી. તે જુવાનનો એથન્સના શહેરીનો પોશાક જોઇને અને તેથી થોડે દૂર એક સુંદરીને જોઇને તે સમજ્યો કે, જેને શોધવા માટે ઓબેરને આજ્ઞા કરી છે તે એજ હોવાં જોઇએ. તેણે ધાર્યું કે, અહીં તેઓ એકલાંજ છે માટે જેવો તે ઉઠશે તેનીજ તેની નજર આ સુંદરી ઉપર પડશે. આ ઉપરથી વધારે ગડબડ કર્યા વગર તેણે તે જુવાનની આંખ ઉપર તે ફૂલનો રસ નાંખ્યો. પણ એવું બન્યું કે, જ્યારે તે જાગી ઉઠયો ત્યારે પહેલાં તેની નજર હર્મિયાને બદલે હેલીના ત્યાં આવી પહોંચી હતી તેની ઉપર પડી; એટલે એવું કૌતક બન્યું કે આ મોહિની ફૂલના રસના પ્રતાપથી હર્મિયા તરફનો તેનો પ્યાર જતો રહ્યો અને લાઇસેન્ડર હેલીના તરફ પ્યાર દેખાડવા લાગ્યો.

તેણે ઉઠતાં વેંતજ હર્મિયાને જોઈ હોત તો તેથી પકે કરેલી ભૂલનું કાંઈ પરિણામ ન આવત, કારણ કે તેને તો તે અત્યંત પ્યારથી ચહાતોજ હતો. પણ બાપડા લાઇસેન્ડરને તો તે પરીના ફૂલના રસના પ્રતાપથી પોતાની સાચી હર્મિયાને ભૂલી જઈ બીજીની પાછળ દોડવું પડયું. હર્મિયા મધરાતના ત્યાં એકલી સૂઈ રહી એ પણ પ્રારબ્ધના ખેલ!

તે દુર્દશા આ પ્રમાણે બની. પોતાને તજી દઈ ડેમીટ્રીઅસ દોડી ગયો તેની પાછળ હેલીના દોડી, તે આપણે આગળ જોઈ ગયા. પણ તે અબલા હતી તેથી પુરૂષની બરાબર દોડી ન શકી, ડેમીટ્રીઅસ તેને

પાછળ મૂકીને આગળ નીકળી ગયો. આ પ્રમાણે તે તજી દીધેલી અને નિરાધાર હેલીના જ્યાં લાઇસેન્ડર સૂતો હતો ત્યાં આવી પહોંચી. તે બોલી, " આહા ! આ રહ્યો લાઇસેન્ડર, તે જમીન ઉપર સૂતો છે. એ મરી ગયો છે કે ઉંઘે છે ! " પછી તેને હાથ લગાડીને તે બોલી, " ભલા સાહેબ, જાગો છો કે ઉંઘો છો ? ઉઠો, ઉઠો ! " આ ઉપરથી લાઇસેન્ડરે આંખો ઉઘાડી ( તેની ઉપર મોહિનીની અસર થવા લાગી ) અને તેને પ્રેમ વચનોથી આદરસત્કાર આપવા લાગ્યો. તેણે કહ્યું કે, હર્મિયા તેની સુંદરતા આગળ કાંઈ બીસાતમાં નથી. કબુતરી આગળ કાગડી તે કેવી દેખાય ? અને તેને માટે તો અગ્નિની જ્વાળામાં પડવું પડે તો તે પણ સુખરૂપ થાય; આ પ્રમાણે ઘણાંક પ્રેમનાં વાકયો હેલીનાને કહ્યાં. પોતાની સખી હર્મિયાને લાઇસેન્ડર ચહાય છે અને તેને પરણનાર છે એમ હેલીના જાણતી હતી તેથી તે પોતાને આવાં પ્રેમ વચનો સંભળાવનો સાંભળી તે ગુસ્સે થઈ. તેણે એમ ધાર્યું કે, લાઈસેન્ડર મશ્કરીમાં બોલતો હતો. તે બોલી, " અરે ! બધી તરફથી મશ્કરી અને તિરસ્કાર સહન કરવા માટે હું શા માટે જન્મી ! જુવાન પુરુષ, શું એટલું બસ નથી, કે હું ડેમીટ્રીઅસ તરફથી કદી પણ પ્યારનો શબ્દ સાંભળનાર નથી ? પણ સાહેબ, તમે પણ આવી ધિક્કારભરેલી રીતે મને ચહાવાની મશ્કરી કરોછો ? લાઇસેન્ડર, હું તો તમને એક નમ્ર અમીર ધારતી હતી " આમ કહી તે ત્યાંથી ગુસ્સાભેર દોડી ગઈ અને લાઇસેન્ડર પોતાની હર્મિયાને ભૂલી જઈ, તેને ત્યાંજ સૂતી મૂકીને તેની પાછળ દોડ્યો.

જ્યારે હર્મિયા જાગી ત્યારે પોતાને એકલી જોઇને ગભરાઈ. લાઈસેન્ડરનું શું થયું અને તેને કયાં શોધવો તે જાણ્યા વગર તે એકલી જંગલમાં ભટકવા લાગી. આટલા વખતમાં ડેમીટ્રીઅસ હર્મિયા અને પોતાનો હરીફ લાઇસેન્ડર કયાં છે તે શોધી કાઢયા વગર પોતાની મહેનત નિષ્ફળ ગઈ તેથી થાકી ગયો અને જમીન ઉપર પડી ઉંઘી ગયો. તેને ઓબેરને દીઠો. ઓબેરને પકને સવાલ પૂછયો હતો તેથી તેના જાણવામાં આવ્યું હતું કે, તેણે એકને બદલે બીજાની આંખ ઉપર તે રસ રેડ્યો હતો. તેને ઉંઘતો જોઈ ઓબેરને તેની આંખે તે રસ લગાડ્યો, તે તુરત જાગી

ઉઠયો. તેની પહેલી નજરજ હેલીના ઉપર પડી, અને લાઇસેન્ડર જેમ તેને પ્રેમ વચનો સંભળાવતો હતો તેમ હવે તે પણ સંભળાવવા લાગ્યો. તેજ પળે લાઇસેન્ડર અને તેની પાછળ હર્મિયા ત્યાં આવી લાગ્યાં. ( આ બધું પકની ભૂલથી થયું હતું અને તેથી હવે લાઇસેન્ડરની પાછળ દોડવાની હર્મિયાને ફરજ પડી હતી. ) લાઇસેન્ડર અને ડેમીટ્રીઅસ બેઉ જણા હેલીના તરફ પોતાનો પ્યાર બતાવવા લાગ્યા. બેઉની ઉપર એકજ જાતની મોહિનીની અસર થઈ હતી.

આશ્ચર્ય પામેલી હેલીનાએ ધાર્યું કે, ડેમીટ્રીઅસ, લાઇસેન્ડર અને હર્મિયાએ એકઠા મળીને તેની મશ્કરી કરવા યુક્તિ રચી હતી.

હર્મિયા પણ હેલીના જેટલીજ અજાયબ થઇ હતી. લાઇસેન્ડર અને ડેમીટ્રીઅસ બેઉ જણા પહેલાં તેને ચહાતા હતા તેઓ હમણાં હેલીનાને શા માટે ચહાય છે તે તે જાણી ન શકી. હર્મિયાને તે મશ્કરી ન લાગી.

આ બેઉ સ્ત્રીઓ એક વખતે સખીઓ હતી તેઓ હવે એક બીજા તરફ તિરસ્કાર બતાવવા લાગી.

હેલીના બોલી, " નિર્દય હર્મિયા, મારી ખોટી સ્તુતિ કરી મને ચીડવવા માટે તેંજ લાઇસેન્ડરને શીખવ્યું છે અને તારો બીજો આશક ડેમીટ્રીઅસ જે મને હમેશ ધુતકારી કાઢતો હતો તે મને દેવી, પરી, પ્રાણ-પ્રિય વગેરે કહીને બોલાવે છે તે તેંજ તેને શીખવ્યું છે. તે મને ધિક્કારે છે તેથી તારા શીખવ્યા વગર એમ કદી પણ બોલાવે નહિ. તેંજ મશ્કરીમાં તેને તેમ કરવા કહ્યું છે. નિર્દય હર્મિયા, તારી ગરીબ સખીની મશ્કરી કરવા માટે તું પુરુષો સાથે મળી ગઈ છે. શું તું આપણે સાથે ભણતી હતી તે વખતની મિત્રતા ભૂલી ગઈ? આપણે સાથે બેસીને એકજ સ્વરે ગીત ગાતી, એકજ જાતનુ ભરત ભરતી તે ભૂલી ગઈ ! આપણો જીવ એક પણ દેહ જુદી હતી તે તું ભૂલી ! પુરુષો સાથે મળી જઇ તારી રાંક બહેનપણીને હલકી પાડવી એ તારા જેવીને શોભે નહિ !"

હર્મિયા બોલી, " તારા આવા જુસ્સા ભરેલા શબ્દો સાંભળી મને આશ્ચર્ય થાય છે. હું તને ધિક્કારતી નથી; પણ તું મને ધિક્કારે છે એમ જણાય છે. "

હેલીનાએ જવાબ વાળ્યો, " તું જરા તો વિચાર. મારી પુંઠ પાછળ તું મશ્કરી કરે છે અને આમને આંખોના ચાળા કરે છે. જો તારામાં જરા પણ વિવેક, દયા હોત તો તું આમ ન કરત. "

જ્યારે હેલીના અને હર્મિયા એક બીજાને તિરસ્કારના શબ્દો સંભળાવતી હતી ત્યારે ડેમીટ્રીઅસ અને લાઇસેન્ડર હેલીનાના પ્યાર માટે લડવાને જંગલ તરફ તેમને ત્યાંજ રહેવા દઈ ચાલતા થયા. પોતાને ત્યાંજ મૂકીને તે ગૃહસ્થો ચાલ્યા ગયા એમ જ્યારે તેઓએ જાણ્યું ત્યારે તેઓ પણ ત્યાંથી ચાલી ગઈ અને તેમની શોધ માટે જંગલમાં ફરવા લાગી.

પરીઓનો રાજા પોતાના નાના પક સાથે તેમનો કજીઓ સાંભળતો હતો તે તેમને જતા રહેલા જોઈ બોલ્યો, " પક, આ તારી ભૂલનું પરિણામ છે, કે તેં જાણી જોઇને કર્યું છે ? " પકે જવાબ આપ્યો, " મહારાજ, ખરેખર મારી ભૂલજ થઈ છે. એથન્સ શહેરના પોશાક ઉપરથી આ માણસને ઓળખવો એમ તમે મને નહોતું કહ્યું ? તોપણ જે કાંઈ બન્યું તેથી હું દિલગીર નથી. કારણ કે તેમના અરસપરસના કજીઆથી જોવા જેવી ગમત થઈ છે. " ઓબેરન બોલ્યો, " ડેમીટ્રીઅસ અને લાઇસેન્ડર લડવા માટે સારી જગા શોધવા ગયા છે એ તો તેં સાંભળ્યું. હવે મારી તને એવી આજ્ઞા છે કે આજની રાત ઝાકળથી એવી તો અંધારી બનાવ કે, આ બેઉ કજીઆખોર આશકો એકબીજાથી જુદા પડી જાય અને અંધારાને લીધે એક બીજાને શોધી ન શકે. એકની પાસે તેના હરીફના જેવો સ્વર કાઢીને તેને મહેણાં મારજે કે જેથી તે ભૂલથી તેને પોતાના હરીફનો સ્વર જાણી અંધારામાં તારી પાછળ દોરાઈ આવે. આ પ્રમાણે જ્યાં સુધી તેઓ થાકીને લોથ થઈ જાય ત્યાં સુધી કરજે. જ્યારે તેઓ સૂઈ જાય ત્યારે આ બીજા ફૂલનો રસ લઈ તે લાઇસેન્ડરની આંખો ઉપર નાંખજે. એનાથી એનો મોહ હેલીના ઉપરથી ઉતરી જઈ

પોતાની હુમિંયા ઉપર પાછો ચોંટશે. જ્યારે આ બેઉ સ્ત્રીઓ ત્યાં આવી પહોંચશે ત્યારે તેમને તેમના ખરા આશક મળશે અને પોતાને સ્વપ્ન આવેલું જાણશે. પક, આ બધું જલદીથી કરજે અને હું મારી ટીટાનીઆએ કેવો આશક શોધી રાખ્યો છે તે જોવા જાઉંછું. ”

ટીટાનીઆ હજી ઉંઘતી હતી. એક ગામડીઓ ગમાર, જે પોતાનો રસ્તો ભૂલી જઇને ત્યાં ઉંઘતો હતો તેની ઉપર ઓબેરનની નજર પડી. તે બોલ્યો, “ મારી ટીટાનીઆ આ ગમારના ઉપર મોહિત થાય તો ઠીક પડે. ” આમ કહી એક ગધેડાનું માથું લાવી તે ગમારના માથા ઉપર મૂક્યું. આ માથું જાણે તેના ખભા ઉપર જન્મથીજ હોય એમ જણાતું હતું. ઓબેરને તેના માથા ઉપર તે ગધેડાનું માથું અતિશય હળવેથી મૂક્યું છતાં તે જાગી ઉઠ્યો. અને પોતાના માથાનું શું થયું છે તે જાણ્યા વગર તે ટીટાનીઆ જે મંડપમાં સૂતી હતી તે તરફ ગયો.

ટીટાનીઆએ પોતાની આંખો ઉઘાડી તેજ વખતે તેની ઉપર પેલા ફૂલના રસની અસર થવા લાગી. તે બોલી, “ અરે આ હું કોને જોઉંછું ! તમે જેવા સુંદર દેખાઓછો તેવાજ બુદ્ધિવાન છો ! ” તે ગામડીઆ ગમારે કહ્યું, “ બાઇસાહેબ, આ જંગલમાંથી નીકળી મારે ખરે રસ્તે પડવાની મારામાં અક્કલ હોય તો મારે બસ છે. ”

તે મોહિત થયેલી રાણી બોલી, “ આ વન છોડીને જવાની વાત કરશો નહિ. હું કાંઈ જેવી તેવી નાની પરી નથી. હું તમને ચાહુંછું. મારી સાથે ચાલો. હું તમારી સેવામાં પરીઓ આપીશ. ” તેણે પોતાના ચાર પરી નોકરોને બોલાવ્યા. તેમનાં નામ પીસબ્લૉસમ, કૉબ્વેબ, મૉથ અને મસ્ટર્ડસીડ હતાં. રાણીએ હુકમ કર્યો, “ તમે ચારે આ મનહર ગૃહસ્થની હાજરીમાં રહો. એની પાસે નાચ ગાયન કરો. એને માટે દ્રાક્ષ અને ફળ મેવો લઈ આવો. મધમાખોનો મધપુડો ચોરી લાવો. આવો મારી પાસે બેસો. ( તે ગમારને જોઈ તે બોલી ) મારા સુંદર ગધાસિંહ, મને તમારા સુંદર રુંવાટીવાળા ગાલ પંપાળવા દો; મારા પ્રિયકર, તમને ચુંબન કરવા દો. ”

તે પરીઓની રાણીના હાવભાવ તરફ ધ્યાન આપ્યા વગર પોતાને મળેલા નોકરોથી મગરૂબ બનીને ગધેડાના માથાવાળો ગામડીઓ બોલ્યો, "પીસબ્લૉસમ ક્યાં છે ?" નાના પીસબ્લૉસમે જવાબ આપ્યો, "આ રહ્યો સાહેબ."

ગમારે કહ્યું, "મારૂં માથું ખંજવાળ. કૉબ્વેબ ક્યાં છે ?" કૉબ્વેબે જવાબ આપ્યો, "આ રહ્યો સાહેબ." તે મૂર્ખ ગામડીઓ બોલ્યો, "ભલા મી૦ કૉબ્વેબ, જો પેલા કાંટાળીઆ ઉપર મધપુડો છે તેમાની રાતી માખીને મારી નાંખ; અને ભલા મી૦ કૉબ્વેબ, તે મધપુડો અહીં લાવ. પણ તે કામ કરતાં ડરતો ના. મી૦ કૉબ્વેબ, મધપુડો ભાગી ન જાય તેની સંભાળ લેજે. તેમ તારા શરીર ઉપર પણ મધ ઢોળાવા દેતો ના. મસ્ટર્ડસીડ ક્યાં છે ?"

મસ્ટર્ડસીડે જવાબ આપ્યો, "આ રહ્યો સાહેબ, શી આજ્ઞા છે ?"

ગમાર બોલ્યો, "બીજું તો કાંઈ નહિ, પણ મી૦ પીસબ્લૉસમ મારૂં માથું ખંજવાળે છે તેને જરા મદદ કર. મી૦ મસ્ટર્ડસીડ, મારો વિચાર હજામને બોલાવીને મારા બરછટ વાળ કપાવી નાંખવાનો છે."

રાણી બોલી, "મારા પ્રાણપ્રિય, તમારે શું ખાવાની ઇચ્છા છે ! મારી એક હીમતવાન દાસી આપને માટે ફળ મેવો લઈ આવવા જાય તો કેમ !" તે ગામડીઆના ધડ ઉપર ગધેડાનું માથું હતું તેથી તેની ખાવાની રૂચિ પણ ગધેડાના જેવીજ થઈ હતી તેથી તે બોલ્યો, "મારે માટે થોડા કુસકા મંગાવો. પણ આ તમારા માણસોને કહો કે, અહીં ગડબડ ન કરે. મને ઉંઘ આવે છે."

રાણી બોલી, "ઉંઘી જાઓ, ત્યારે. હું તમને મારા હાથથી પંખો કરીશ. અરે, હું તમને કેવી ચાહું છું ! તમારા ઉપર કેટલી મોહિત થઈ છું !"

જ્યારે તે પરીઓના રાજાએ પોતાની રાણીના ખોળામાં માથું મૂકીને ગધેડાને ઉંઘનો દીઠો ત્યારે પાસે આવીને તેને એક ગધેડા ઉપર પ્યાર દેખાડવા માટે મહેણાં મારવા મંડ્યો. રાણી તે ના પાડી ન શકી,

કારણ કે તેનો પુરાવો ત્યાંજ હાજર હતો. ફૂલોથી શણગારેલું ગધેડાનું માથું તેના ખોળામાં હતું. થોડીવાર તેને ચીડવ્યા પછી ઓબેરને તેની પાસે પેલા નાના છોકરાની માગણી કરી. પોતે ગધેડા સાથે પ્રેમ કરતી સપડાઈ હતી તેથી શરમને માટે રાણી તે આપવાને ના ન પાડી શકી.

જે છોકરાને લાંબો વખત થયાં પોતાના નોકર તરીકે રાખવાની ઓબેરનની ઇચ્છા હતી તે તેને મળ્યો એટલે પોતે રચેલા ટોળથી રાણી ટીટાનીઆને નીચું જોવાની વારી આવી, તેથી તેની ઉપર દયા લાવી, ઓબેરને બીજા ફૂલનો રસ તેની આંખ ઉપર નીચવ્યો. તરતજ રાણીની આંખો ઉપરનો મોહિનીનો પડદો ઉઘડી ગયો અને તે શુદ્ધિમાં આવી, ત્યારે આવા કદરૂપાની ઉપર પોતે કેમ મોહિત થઇ તે જાણી· વિસ્મય પામી. ઓબેરન તે ગામડીઆના ધડ ઉપરથી ગધેડાનું ડોકું ઉંચકી લઇ તે સૂતો હતો ત્યાં તેને સુવરાવી આવ્યો. ઓબેરન અને ટીટાનીઆ વચ્ચે હવે સલાહ થઇ. ઓબેરને તેને પેલા આશકોનો ઇતિહાસ અને મધરાતના કજીઆની વાત કહી સંભળાવી. તેનું શું પરિણામ આવે છે તે જોવાની લાલચે રાણી રાજા સાથે ત્યાં જવા કબૂલ થઈ.

તે ચારે જણાં ઘાસ ઉપર એક ઠેકાણે એક બીજાથી થોડે થોડે અંતરે ઉંઘતાં તે પરીઓના રાજા રાણીની નજરે પડ્યાં. પકે પોતાની આગલી ભૂલ સુધારવા માટે તે ચારે જણાંઓને તેમની જાણ વગર લાવીને એકજ ઠેકાણે એકઠાં કર્યાં હતાં અને રાજાએ આપેલા મોહિનીના ઉતારથી લાઇસેન્ડર ઉપરની મોહિની તેણે કાઢી નાંખી હતી.

હર્મિયા સૌથી પહેલી જાગી ઉઠી. તે પોતાના લાઇસેન્ડરને ત્યાં પાસેજ ઉંઘતો જોઇ, પોતાની ઉપરની તેની જતી રહેલી પ્રીતિ માટે આશ્ચર્ય પામી તેની તરફ ટક ટક જોઈ રહી. લાઇસેન્ડર તે પછી જાગી ઉઠ્યો અને તેની આંખ ઉપરથી મોહિની જતી રહી હતી તેથી હર્મિયાને જોતાંજ તેની શુદ્ધિ પાછી આવી અને પ્રથમની પેઠે તેને તે ચહાવા લાગ્યો. તેઓ બેઉ જણાં પાછલી રાતની વાતો કરવા લાગ્યાં અને જે કાંઈ બન્યું હતું તે ખરૂં હતું કે, બેઉને એક સરખું સ્વપ્ન આવવાથી બન્યું હતું તે વિષે શક લાવવા લાગ્યાં.

હુલીના અને ડેમીટ્રીઅસ પણ જાગી ઉઠયાં હતાં. ડેમીટ્રીઅસ તેને હજી પણ પ્યારના શબ્દોથી બોલાવતો હતો તે સાંભળી તે આનંદ પામી. તે ખરા અંતઃકરણના શબ્દો હતા જાણી તે રાજી થઈ.

આ રાતના ભટકતી સુંદરીઓ હવે હરીફ નહિ હતી, પણ તેઓ એક બીજીની સખીઓ થઈ હતી. તેઓએ એક બીજીને કહેલાં કડવાં વચનો ક્ષમા કર્યાં અને હવે શું કરવું તે વિષે વિચાર ચલાવવા લાગી. તેઓએ એવો ઠરાવ કર્યો કે, ડેમીટ્રીઅસ હર્મિયા સાથે પરણવા ના પાડે છે તેથી તેને પોતાના બાપને સમજાવી પોતાને થયેલી મરણની શિક્ષા પાછી ખેંચાવી લેવી. આ કામ બજાવવા માટે ડેમીટ્રીઅસ એથન્સ જવા તૈયાર થયો એટલામાં પોતાની નાશી ગયેલી પુત્રી હર્મિયાને શોધવા માટે તેનો બાપ એગ્યુસ ત્યાં આવી ઉભો, તે જોઈ બધાં આશ્ચર્ય પામ્યાં.

ડેમીટ્રીઅસ પોતાની પુત્રી સાથે પરણવા ના પાડે છે એમ જ્યારે એગ્યુસે જાણ્યું ત્યારે પોતાની પુત્રી લાઇસેન્ડર વેરે પરણાવવા તે કબૂલ થયો અને તે દિવસથી ચોથો દિવસ, જે દિવસે હર્મિયા માટે મોતની શિક્ષાનો અમલ કરવો હતો તે દિવસેજ તેમનાં લગ્ન કરી આપવા તે કબૂલ થયો અને તેજ દિવસે પોતાના પ્રિય અને હવે સાચા ડેમીટ્રીઅસને પરણવાને હેલીના પણ કબૂલ થઈ.

પરીઓનાં રાજા રાણી જે કોઇને પણ દેખાયા વગર ત્યાં ઉભાં રહી આ બધું જોતાં હતાં તેઓ ઓબેરનના પરોપકારી કામથી આવું સારૂં પરિણામ આવ્યું જાણી આનંદ પામ્યાં અને તેથી તેમને એટલી તો ખુશી પેદા થઈ કે, તેમના લગ્નનો દિવસ તેઓએ જંગલમાં પરીઓના આખા રાજમાં નાચ ગાયનાદિક આનંદો કરી ગાળવાનો ઠરાવ કર્યો.

હવે એટલુંજ કહેવાનું છે કે, આ પરીઓની વાત કોઇને અસંભવિત અને નવીન લાગી હોય અને તેથી તેમનું મન દુખાયું હોય તો તેમણે એટલુંજ જાણવું કે, તે ચારે સ્ત્રી પુરૂષો સૂઇ રહ્યાં હતાં અને ઉંઘમાં તેમણે સ્વપ્ન જોયું હતું. અમને આશા છે કે, આ વાત વાંચનાર સર્વે સમજુઓ આ "મધ્ય ઉનાળાની રાતના સ્વપ્ન"થી નારાજ થયા નહિ હોય.

---

# MACBETH.

# મૅકબેથ.

સ્કૉટલાંડ દેશમાં ડંકન ધી મીક રાજ કરતો હતો તે વખતે મૅક-બેથ નામનો એક મોટો અમીર હતો. આ અમીર રાજાનો પાસેનો સગો હતો. તેણે લડાઈ વખતની પોતાની બહાદુરી અને ધીરજથી દરબારમાં માન મેળવ્યું હતું. તેની બહાદુરીનો દાખલો થોડા વખત ઉપરજ બન્યો હતો. નૉરવેના લશ્કરથી મદદ મેળવેલા બળવાખોર લશ્કર ઉપર તેણે જીત મેળવી હતી.

મૅકબેથ અને બૅંકવો એ સ્કૉટલાંડના સરદારો તે મોટી લડાઈમાંથી પાછા ફરતા હતા તે વખતે એક મેદાનમાં આવી લાગ્યા. ત્યાં ત્રણ નવાઈ જેવા આકારો જોઇ તેઓ ઉભા રહ્યા. આકારો સ્ત્રીઓના જેવા હતા છતાં તેમને દાઢી હતી અને તેમની ચામડી ઉપરની કરચલીઓ તથા પોશાક ઉપરથી તેઓ બીજી દુનિયાનાં પ્રાણીઓ જેવા દેખાતા હતા. મૅકબેથે તેમને પહેલાં બોલાવ્યા. પણ ત્રણે આકારે પોતાના હોઠ ઉપર આંગળી મૂકી તેને ચૂપ રહેવા ઇસારત કરી. પછી તે ત્રણમાંના એક આકારે "ગ્લૅમીસના ઉમરાવ" તરીકે તેને બોલાવીને સલામ કરી. આ આકારો પોતાને ઓળખે છે જાણી તે આશ્ચર્ય પામ્યો પણ તેથી પણ વધારે આશ્ચર્ય તો બીજા આકારે તેને "કાઉડોરના ઉમરાવ" ના ખેતાબથી બોલાવ્યો ત્યારે પામ્યો. પણ તે પછી તે ત્રીજા આકારે તરત તેને "હવે પછીના થનાર રાજા !" એમ કહ્યું ત્યારે તે વધારે આશ્ચર્ય પામ્યો. તે આ ભવિષ્યવાણી સાંભળી આશ્ચર્ય એટલા માટે પામ્યો કે, જ્યાં સુધી રાજાનો કુંવર જીવતો હતો ત્યાં સુધી રાજની તેને આશા ન હતી. પછી બૅંકવો તરફ ફરીને તે આકારો ઉખ્યાણા જેવાં વાકયો બોલ્યા, "મૅક-બેથ કરતાં નાનો અને મોટો ! એટલો સુખી નહિ, પણ સૌથી વધારે સુખી !" અને તે સાથે ભવિષ્યવાણી કાઢી કે, તે પોતે તો રાજ કરી

શકનાર નથી, પણ તેના છોકરાઓ તેની પાછળ સ્કૉટલાંડ દેશના રાજા થશે. પછી તે આકારો હવામાં પીગળી ગયા. આ સરદારોએ તેમને વંત્રીઓ માની.

જે વખતે તેઓ આ બનાવ ઉપર વિચાર કરતા ઉભા હતા તે વખતે રાજા તરફથી એક કાસદ આવ્યો. આ કાસદ સાથે રાજાએ મૅકબેથને કાઉડોરના ઉમરાવનો ખેતાબ આપ્યો હતો તેના સમાચાર મોકલ્યા હતા. વંત્રીઓએ ભાખેલા ભવિષ્યની સચ્ચાઇનો દાખલો તરતજ મળ્યો તેથી તે ઉમરાવ આશ્ચર્ય પામ્યો. તે કાસદને જવાબ આપી ન શક્યો. તેજ વખતે તેના મનમાં આશા ઉત્પન્ન થઈ. તે ત્રીજી વંત્રીની વાણી પ્રમાણે તે કોઇક દિવસ સ્કૉટલાંડ દેશનો રાજા થશે ખરો એમ તેના મનમાં આવ્યું પછી બૅંકવો તરફ ફરીને તે બોલ્યો, "વંત્રીઓએ મારે વિષે કહ્યું હતું તેમાંથી થોડું ખરૂં પડ્યું છે, તેથી તમારા પુત્રો રાજા થશે એવી આશા તમે નથી રાખતા ?" તે સરદારે જવાબ આપ્યો, "તેવી આશા કદાચ તમને રાજ્ય મેળવવા માટે વધારે ઉત્તેજન આપશે. પણ ઘણી વખત આ વંત્રીઓ એવી આશા આપીને વધારે બુરાં કામોમાં આપણને ફસાવી મારે છે." પણ તે વંત્રીઓની ભવિષ્યવાણી મૅકબેથના મનમાં એટલી તો ઉંડી જડ ઘાલીને રહી હતી કે, તેથી આ ભલા બૅંકવોના બોલવાની તેની ઉપર અસર ન થઈ. તેજ વખતથી સ્કૉટલાંડ દેશનું રાજ્ય કેમ મેળવવું તે વિષે વિચાર કરવામાં તેનું મન રોકાયું.

મૅકબેથે પોતાની પત્ની આગળ, વંત્રીઓએ ભાખેલી ભવિષ્યવાણીમાંની એક ખરી પડી હતી તે કહી સંભળાવ્યું. તે અતિ લોભી સ્ત્રી હતી અને મોટી પદવીની આશા રાખતી હતી, પછી તે મેળવવાને ગમે તે કરવું પડે તેની ફીકર નહિ. મૅકબેથની પાસે તે હમેશ એજ વાત છેડતી; અને તેથી પ્રથમ તો રાજાનું ખુન કરીને તેની શરૂઆત કરવા ઉપદેશ આપતી.

તે વખતે રાજા પોતાના મોટા મોટા ઉમરાવોને ત્યાં તેમને માન આપવાની મતલબથી મળવા જતો. મૅકબેથ જીત કરી આવ્યો હતો તેથી તેને વધારે માન આપવાની મતલબથી રાજા પોતાના બે પુત્રો,

માલકમ અને ડોનાલ્બેન, અને બીજા સંખ્યાબંધ અમીર ઉમરાવો અને ચાકર નફરો સાથે તેને ત્યાં ગયો. મૅકબેથનો કિલ્લો ઘણો સરસ હતો. ત્યાંની હવા વખણાતી હતી. તેની આસપાસ પક્ષીઓએ માળા બાંધ્યા હતા તેથી પક્ષીના માળાની હવા તે વખતે વખાણવા લાયક ગણાતી. રાજા તે કિલ્લો જોઈ આનંદ પામ્યો, તેમાં વધારે આનંદ તો લેડી મૅકબેથે તેને માન અકરામથી બોલાવ્યો તેથી પામ્યો. તે સ્ત્રી પોતાનો બુરો વિચાર સંતાડી મૂકીને રાજા સાથે હસતે ચહેરે વાતો કરવા લાગી. તે ખરેખર તો સાપણ જેવી હતી. પણ બહારથી તો તેનો દેખાવ એક સુંદર ગુલાબના ફૂલના જેવો નિર્દોષ હતો. રાજા પોતાની મુસાફરીથી થાકી ગયો હતો, તેથી જલદીથી સુવા ગયો અને તે વખતના રીવાજ પ્રમાણે તેના બે ઘોડાવાળા તેના ઓરડામાં સુતા. પોતાને મળેલા માનથી તે અતિશય ખુશ થયો હતો તેથી, તે સુવા ગયો તે પહેલાં પોતાના મુખ્ય અમલદારોને કેટલીક ભેટો આપતો ગયો તે સાથે લેડી મૅકબેથને પોતાની અતિ માયાળુ મેજબાન તરીકે બોલાવીને એક કીમતી હીરો તેણે ભેટ આપ્યો.

મધરાત થવા આવી. અરધી દુનિયા મોતના જેવી ઉંઘમાં પડી હતી. ઉંઘનાર માણસોને ભયંકર સ્વપ્ન આવતાં હતાં. માત્ર વરૂ અને ખુનીઓ સિવાય બીજું કોઈ તે વખતે જાગતું ન હતું. આ વખતે રાજાનું ખુન કરવાની મતલબથી લેડી મૅકબેથ જાગી ઉઠી. સ્ત્રી જાતને નાલાયક કામ કરવા તેણે હામ ભીડી હતી; પણ પોતાનો પતિ દયાળુ દિલનો છે તેને ખુની કેમ બનાવવો તેનો વિચાર તે કરવા લાગી. તે તેને લોભી જાણતી હતી, પણ એટલી હદ સુધી તેનો લોભ વધે તે વિષે તેની ખાત્રી ન હતી. રાજાનું ખુન કરવાની તેણે પોતાના પતિ પાસે કબુલાત કરાવી હતી, પણ તેનું મન દૃઢ રહેશે કે નહિ તે વિષે તેની ખાત્રી ન હતી. તેનું નરમ હૈયું ( તેના પોતાના કરતાં વધારે ) તેને આ કામ ના પાડશે તો આ તક વહી જશે. તે પોતાના હાથમાં ખંજર લઈ રાજાના બિછાના આગળ ગઈ. ઘોડાવાળાઓને ઘણો દારૂ પીવરાવીને તેણે છાકટા બનાવ્યા હતા. મુસાફરીના થાકથી શાંત ઉંઘ કાઢતો ડંકન પડ્યો હતો. લેડી મૅક-

બેથ આતુરતાથી તેને જોતી ઉભી રહી. ઉંઘતા રાજાનો ચહેરો પોતાના બાપના ચહેરાને મળતો તેણે દીઠો; તેથી તેનું ખુન કરવાની હીમત ન ચાલી.

પોતાના પતિ સાથે વિચાર ચલાવવા માટે તે પાછી ફરી. મૅકબેથના વિચારો આ વખત ડગતા હતા. આ દુષ્ટ કામ ન કરવું એવો તેને વિચાર આવતો હતો. પહેલું તો એ કે, તે રાજાની રૈયતજ નહિ, પણ પાસેનો સગો હતો. વળી તે વખતે રાજા તેને ત્યાં મહેમાન દાખલ આવ્યો હતો તેથી મેજબાનની ફરજ હતી કે તેના શત્રુઓથી તેનો બચાવ કરવો, નહિ કે તેને મારી નાંખવા માટે વિચાર કરવો ! આ ડંકન રાજા કેવો દયાળુ હતો અને તેમાં પણ તેની પોતાની તરફ તો સૌથી વધ રે હતો, તે વિષે તેને વિચાર આવ્યો. વળી આવા રાજાનું ઇશ્વર પોતે રક્ષણ કરે છે અને રૈયત તેની તરફથી વેર લે છે એવી તેની ખાત્રી થતી ગઈ. વળી તેજ રાજાની મહેરબાનીથી મૅકબેથે સર્વોપરી તરીકે પદવી મેળવી હતી, તેથી એવા રાજાનું ખુન કરી તે કલંક કેવી રીતે મેળવે–પોતાની મેળવેલી પ્રતિષ્ઠા કેવી ખોઈ દે, તે વિષે તેને વિચાર આવવા લાગ્યો !

લેડી મૅકબેથે પોતાના પતિનો વિચાર આ પ્રમાણે ડગતો દીઠો. પણ તે સ્ત્રી આટલાથી હારી ખાય એવી ન હતી. તે તેના કાનમાં ઝેર રેડવા લાગી. આટલી હદ સુધી આગળ વધીને હવે નાહીમત થવામાં સાર નથી એમ તેણે તેને સમજાવ્યું. વળી તે કામ કેવું સહેલું હતું; કેટલી થોડીવારમાંજ તેમાં પાર પડાશે; અને તે એકજ રાતના કામથી પછીના દરેક દિવસ અને રાતે તેમને બાદશાહી માન મળશે તે કહી સંભળાવ્યું ! તેણે પોતાનો વિચાર બદલ્યો તેથી પોતાનો તિરસ્કાર જાહેર કર્યો અને તેને શૌર્ય વગરનો હીચકારો કહ્યો. વળી તે બોલી કે, તેણે જેમ સોગન ખાધા છે તેમ તેણે પોતે ( લેડી મૅકબેથે ) ખાધા હોય તો એથી પણ ભયંકર કામ કરવા તે પાછી ન પડે. વળી તે ખુનનો દોષ તેના છાકટા થયેલા ઉંઘતા ઘોડાવાળાઓ ઉપર લાગુ પાડતાં વખત લાગનાર નથી. લેડી મૅકબેથે પોતાની જીભથી તેને એટલો તો ઉશ્કેરી મૂક્યો કે, તે તે ખુની કામ કરવા એકવાર ફરીથી તૈયાર થયો.

તે પોતાના હાથમાં ખંજર લઇને જ્યાં રાજા ડંકન સૂતો હતો ત્યાં અંધારામાં થઇને ગયો. પણ તેના જોવામાં હવામાં બીજું ખંજર આવ્યું. તેનો હાથો તેની તરફ કરેલો હતો, તેના પાના ઉપર લોહીનાં ટીપાં વળગેલાં હતાં. પણુ તે ખંજર પકડી લેવાને તેણે હાથ ઉંચો કર્યો તો તેના હાથમાં કાંઈ આવ્યું નહિ, માત્ર તેના મગજની ઉશ્કેરાયેલી હાલતથી મન ઉપર થયેલી અસરનું તે પરિણામ હતું. તેણે પોતાને લાગેલી બીક કાઢી નાંખી અને રાજાના ઓરડામાં જઈ એક ખંજરથી તેને પુરો કર્યો. જેવું તેણે ખુન કર્યું તેવોજ ત્યાં સૂતેલો એક ઘોડાવાળો ઉંઘમાં હસ્યો અને બીજાએ " ખુન " કરીને બૂમ પાડી. તેનાથી બેઉ જણ જાગી ઉઠયા. તેમણે ટુંકી પ્રાર્થના કરી; પછી એક બોલ્યો, " ઈશ્વર આપણું રક્ષણ કરો ! " ત્યારે " આમીન " કહેવા જતો હતો પણ તે શબ્દો તેના મોઢામાંથી નીકળી ન શકયા, ખરૂં જોતાં તો એવા આશીર્વાદની તેને જરૂર હતી. " હવે ઉંઘતો ના; મૅકબેથે ઉંઘતાને માર્યો છે નિર્દોષનો જીવ લીધો છે. " આવા શબ્દો પોતે સાંભળ્યા છે એવો મૅકબેથને વહેમ પડ્યો. વળી એવો પણ શબ્દ આખા કિલ્લામાં થતો લાગ્યો કે, " હવે ઉંઘતો ના. ગ્લેમીસે ઉંઘતાને માર્યો છે, તેથી કાઉડોર હવે ઉંઘી શકનાર નથી; મૅકબેથ હવે ઉંઘી શકનાર નથી. "

આવા ભયંકર વિચારોના વમળમાં તે ગુંથાયેલો પોતાની રાહ જોતી પત્ની આગળ આવ્યો. તે એમજ સમજી કે, તેણે એ કામ કર્યું નથી અથવા તો બગાડી મૂકયું છે. તે આવ્યો ત્યારે તેનો ચહેરો ગુંચવાયેલો જણાતો હતો તેથી તેને લેડી મૅકબેથે ઠપકો આપ્યો અને તેના હાથમાંથી ખંજર આંચકી લઇને તેને લોહીવાળા હાથ ધોવા કહ્યું અને પોતે ઘોડાવાળાઓ ઉપર ખુનનો વાંક આવે તેથી તેમનાં કપડાં લોહીવાળાં કરવા ચાલી.

આ છૂપાવી ન શકાય એવા ખુનની વાત સવાર થતાંજ જાહેર થઈ. મૅકબેથ અને તેની પત્નીએ પોતાની અતિ દિલગીરી બતાવી અને ઘોડાવાળાઓ સામે ખુન કરવાનો વાંક પુરવાર થાય ( તેમની પાસે પડેલું ખંજર અને લોહીના ડાઘ ) એવી નિશાનીઓ મળી છતાં બધાનો શક

મૅકબેથ ઉપરજ રહ્યો. મૅકબેથને તેના ખુનથી લાભ હતો. બીચારા ગરીબ ઘોડાવાળાઓને તેથી શો લાભ હતો ? ડંકનના બેઉ પુત્રો નાશી ગયા. મોટા છોકરા માલકમે ઈંગ્લાંડની દરબારમાં આશરો મેળવ્યો અને નાનો છોકરો ડોનાલ્બેન આયર્લાંડ નાશી ગયો.

રાજાના પુત્રો તેની પાછળ વારસ થાત, પણ તેઓ તો નાશી ગયા તેથી ખાલી પડેલી ગાદી ઉપર પાસેના વારસ તરીકે મૅકબેથ રાજા થયો. આ પ્રમાણે તે વંત્રીઓની ભવિષ્યવાણી ખરી પડી.

સૌથી મોટી પદવી મળી છતાં મૅકબેથ અને તેની રાણી તે વંત્રીઓનું કહેવું ભૂલી ગયાં ન હતાં કે, મૅકબેથ રાજા તો થશે પણ તેના વંશજો પાછળથી રાજ ભોગવનાર નથી, તેની પાછળ બૅંકવોના વંશજો રાજા થશે. તેમણે લોહીથી હાથ ખરડ્યા હતા અને તેથી તે માટે ભયંકર અપરાધો કર્યાં હતા, પણ તે બધાના પરિણામમાં તેમના છોકરા રાજ્ય ન ભોગવે અને બૅંકવોના છોકરા રાજ્ય ઉપર બેસે એવો વિચારજ તેમને રોજ થયા કરતો હતો. વંત્રીઓનું આ બધું કહેવું ખરું પડ્યું હતું તો ને કેમ નહિ પડે ? તેમણે તે ખોટું પાડવા ઠરાવ કર્યો. આ વિચારથી તેમણે એક મોટી મેજબાની આપી અને તેમાં પોતાના બધા મોટા અમીરોને નોતર્યાં. તેની અંદર બૅંકવો અને તેના પુત્ર ફ્લીન્સને તો વધારે માનસહિતનું નોતરૂં દીધું. જે રસ્તે રાતની વખતે બૅંકવો જનાર હતો તે રસ્તે મૅકબેથે ખુની મારાઓ રાખ્યા હતા. તેમણે બૅંકવોને મારી નાંખ્યો, પણ તેનો પુત્ર નાશી છૂટ્યો. આ ફ્લીન્સના વંશના તે પછી સ્કૉટલાંડના રાજા થયા અને સ્કૉટલાંડના છઠ્ઠા જેમ્સ સુધી તે રહ્યા. તે પછી ઈંગ્લાંડ અને સ્કૉટલાંડનું રાજ્ય પહેલા જેમ્સ તરીકે સાથે જોડી નાંખવામાં આવ્યું.

જમતી વખતે રાણી મૅકબેથે હાજર રહેલા બધા પરોણાઓનું મન રંજન કરી લીધું. મૅકબેથે પણ પોતાના અમીર ઉમરાવો સાથે વાત કરતાં કહ્યું કે, જો આ વખત બૅંકવો હાજર હોત તો આજની મેજબાનીનો રંગ વધારે ખીલી નીકળત. તે કેમ ન આવ્યો તે વિષે તરેવાર અટકળો થતી હતી. પણ એટલામાં બૅંકવોનો ભૂત તે ઓરડામાં દાખલ

થયો અને જે ખુરશી ઉપર મૅકબેથ બેસનાર હતો તેની ઉપર બેસી ગયો. મૅકબેથ જોકે હીમતવાન હતો તોપણ ભયંકર દેખાવ જોતાંજ તે સફેદ પુણી જેવો થઇ ગયો અને ભૂતની તરફ એક ટસે જોતો ઉભો. તેની રાણી અને દરબારીઓને તે ભૂત દેખાતું ન હતું તેથી તેને ખાલી ખુરસી આ પ્રમાણે એક ટસે જોતો જોઈ, તેના મનની હેરાનીથી તે થાય છે એમ ધાર્યું. રાણીએ તેને ઠપકો આપતાં કહ્યું કે, જેવી રીતે ડંકનને મારવા જતાં ખંજર જણાયું હતું તેવોજ આ પણ ખ્યાલી દેખાવ હશે. પણ મૅકબેથને તો ભૂત દેખાતું હતું તેથી તેણે રાણી અને બીજાના કહેવા તરફ ધ્યાન ન આપ્યું. તે પોતાના મનની વાત ખુલ્લી કરવા માગતો હતો એવું રાણીને જણાયાથી રખેને ભેદ ખુલ્લો થઇ જાય એવી બીકથી અમીર ઉમરાવોને જવાની રજા આપતાં રાણીએ કહ્યું કે, એનું મન હાલ ઉશ્કેરાઈ ગયું છે.

મૅકબેથની આવી ભયંકર હાલત વારંવાર થઈ આવતી હતી. તેને અને તેની રાણીને ભયંકર સ્વપ્ન આવતાં હતાં. બૅંકવોના ખુન કરતાં તેનો પુત્ર જીવતો નાશી ગયો ને વિષે તેમને વધારે વિચાર આવતો અને પોતાના વંશના હાથમાંથી રાજ જઈ બૅંકવોના વંશજો ભોગવશે એવી તેમની ખાત્રી થઈ. આવા વિચારોથી તેમનું મન શાંત રહેતું ન હતું અને તેથી મૅકબેથે ફરીથી તે વંત્રીઓને શોધી કાઢી તેમની મારફતે પોતાનું ભવિષ્ય જાણવા ઠરાવ કર્યો.

વંત્રીઓ તેને મેદાનની એક ગુફામાં મળી. તે તેમને શોધતો આવશે એમ વંત્રીઓ જાણી ગઇ હતી અને તેથી ભવિષ્ય જાણવા માટે જાદુઇ ચીજ બનાવવા મંડી. તેની ભયંકર મેળવણીમાં આવી ચીજો હતી; દેડકા, વાગલા, સર્પો, કૂતરાની જીભ, ગરોળીનો પગ, ઘુવડની પાંખ, વરૂનો દાંત, ડાકણની મમી, મુવેલા બાળકની આંગળી વગેરે હતું. તે બધાને એકઠું કરી ચુલા ઉપર ઉકાળતી હતી. અતિશય ગરમ થવાથી તેને થંડુ કરવા માટે તેમાં બબુન વાંદરાનું લોહી નાંખ્યું હતું. વળી દેવતામાં ફાંસી ગયેલા ખુનીની ચરબી નાંખી હતી. આ તંત્રથી વંત્રીઓ ભવિષ્ય જાણવા શક્તિવાન થતી હતી.

મૅકબેથને તેમણે પૂછ્યું કે, તે તેમની પાસેથી ભવિષ્ય જાણવા માગે છે કે, તેમનાથી વધારે શક્તિ છે એવા પિશાચો પાસેથી જાણવા માગે છે. મૅકબેથે હીમતથી કહ્યું, "તેઓ કયાં છે? મને તેમને જોવા દો!" વંત્રીઓએ પિશાચોને બોલાવ્યા. તેઓ ત્રણ હતા. એક માથાનો આકાર દેખાયો, તેણે મૅકબેથને નામે બોલાવીને, ફાઇફના ઉમરાવથી સાવધ રહેવા જણાવ્યું. તેની આ સલાહથી મૅકબેથે તેનો ઉપકાર માન્યો, કારણ કે, મૅકબેથને ફાઇફના ઉમરાવ મૅકડફની અદેખાઇ ઉપજી હતી. પછી બીજાએ લોહીથી ખરડાયેલા બાળકને આકારે તેને દેખાવ દઇને કહ્યું કે, તેણે મનુષ્ય પ્રાણીની શક્તિથી ડરવું નહિ, કારણ કે, સ્ત્રીથી પેદા થયેલો કોઈ પણ પ્રાણી તેને ઈજા કરી શકનાર નથી. તેણે સલાહ આપી કે, તેણે ખુની બહાદુર અને દૃઢ નિશ્ચયવાળા થવું. રાજા મૅકબેથ બોલ્યો, "ત્યારે તો મૅકડફ ભલે જીવે! મારે તેની શા માટે ધાસ્તી રાખવી? નહિ, પણ મારે સાવચેતી તો રાખવીજ. ને મરવોજ જોઇએ. તેના મોતથીજ ગમે તેવા તોફાનમાં પણ હું સુખથી ઉંઘીશ." ત્રીજો હાથમાં ઝાડવાળા બાળકનો આકાર દેખાયો. તેણે મૅકબેથને નામે બોલાવીને કહ્યું કે, જ્યાં સુધી બીરનમનું જંગલ ડનસીનનની ટેકરી આગળ આવે નહિ ત્યાં સુધી તેને ડરવાનુ કારણ નથી. મૅકબેથ બોલી ઉઠયો, "ઠીક, ઠીક! એ જંગલને ત્યાંથી કોણ ખસેડશે? પૃથ્વીમાં ઉંડાં ગયેલાં એનાં મૂળિયાં કોણ કાઢશે? હું બીજા માણસોના જેટલીજ ઉમર જીવતો રહીશ. લડાઇમાં મરી શકનાર નથી. મારૂં ખુન કોઇથી થનાર નથી. પણ એક ચીજ જાણવાની મને ઇચ્છા છે. જો તમે જાણી શકતા હો તો કહો કે, બૅંકવોના વંશજો આ દેશના રાજા થશે?" તુરતજ પેલા આકારો જમીનમાં ગરક થઇ ગયા, અને વાજીંત્રનો મધુર નાદ સંભળાયો, અને રાજરી પોશાકવાળા આઠ આકારો મૅકબેથની પાસેથી પસાર થઇ ગયા. બૅંકવો સૌથી છેલ્લો હતો તેના હાથમાં એક આરસો હતો તેમાં બીજા ઘણા આકારો દેખાતા હતા. લોહીથી ખરડાયેલા બૅંકવોએ મૅકબેથ તરફ જોઈ હસીને આકારો તરફ આંગળી કરી. તે ઉપરથી મૅકબેથે જાણ્યું કે, આ બધા બૅંકવોના વંશજો હતા અને તેની પછી તેઓ સ્કૉટલાંડ દેશમાં રાજ કરશે. પેલી વંત્રીઓ

ગાયનનો ધીમો અવાજ કાઢી નાચતી નાચતી મૅકબેથ આગળથી ચાલી ગઇ. આ વખતથીજ મૅકબેથના વિચારો ખુની અને ભયંકર થયા.

વંત્રીઓ આગળથી છૂટો પડ્યો ત્યારે પહેલા સમાચાર તેને એ મળ્યા કે ફાઇફનો ઉમરાવ મૅકડફ ઈંગ્લાંડ નાશી જઇને આગલા રાજા ડંકનના વડા પુત્ર માલ્કમને મળી ગયો હતો અને મૅકબેથને રાજ્ય ઉપરથી ખસેડી નાંખી રાજ્યના ખરા વારસ માલ્કમને બેસાડવા તેનો ઇરાદો હતો. આથી મૅકબેથ અતિશય ગુસ્સે થઇ ગયો. એકદમ મૅકડફના કિલ્લામાં જઇને તેની સ્ત્રી પુત્રાદિકને તુરત મારી નંખાવ્યાં, તેની સાથે તેના દરેક સગાને વીણી વીણીને માર્યો.

આ અને બીજાં એવાંજ કામોથી તેના મુખ્ય ઉમરાવોનાં મન ખાટાં થયાં. ઈંગ્લાંડમાં ઉભા કરેલા લશ્કરને લઇને માલ્કમ અને મૅકડફ આવતા હતા તેમને કેટલાક તો મળી ગયા. કેટલા છુપી રીતે તેમની ફતેહ ઇચ્છતા હતા, પણ મૅકબેથની બીકને લીધે જાહેર હીલચાલ કરી શકતા ન હતા. તેના લશ્કરમાં નવા સીપાઇઓની ભરતી ઝાઝી થતી ન હતી. દરેક જણ તે જુલમગારને ધિક્કારતું હતું. કોઇ પણ તેને ચહાતું કે માન આપતું ન હતું પણ તેને વિષે શક લાવતું. રાજા ડંકન, કે જેને તેણે મારી નાંખ્યો હતો તે હાલ સુખેથી ઘોરમાં સૂતો હતો તેની હાલતની મૅકબેથ અદેખાઇ કરતો હતો. તે મરનારને હવે લોઢું કે ઝેર, દેશી કે પરદેશી કોઇની તરફથી પણ હરકત થાય તેમ ન હતું.

આ વખતે વળી એક બીજો બનાવ બન્યો. તેની રાણી જે તેના દરેક પાપી કામની ભાગીઅણ હતી, અને જેની પાસે તે પેટ ખોલી વાત કરતો હતો, અને સ્વપ્નથી દુઃખી થતો જેની છાતી ઉપર માથું મુકી સૂતો હતો, તે મરણ પામી. જાહેર અપમાન અને પશ્ચાત્તાપનું દુઃખ તે સહન ન કરી શકી તેથી તેણે આપઘાત કર્યો એમ બધાએ ધાર્યું. આ બનાવથી તે એકલો પડ્યો. તેને દીલાસો આપનાર તેની સંભાળ લેનાર અથવા પોતાના મનની પાપી હાલત કોઇને કહી શકે એવો તેનો મિત્ર ન હતો.

તે પોતાની જીંદગી માટે બેદરકાર રહ્યો અને મોત ઇચ્છવા લાગ્યો. પણ માલ્કમના લશ્કરને પાસે આવતાં સાંભળી તેનામાં પાછી હીમત આવી, અને તેણે પોતાની પુંઠ ઉપર રાજ્યચિહ્ન સહીત મરવા ઠરાવ કર્યો. આ શીવાય વળી વંત્રીઓના વચન ઉપર તેણે વિશ્વાસ રાખ્યો અને સ્રીથી પેદા થયેલો કોઇ પણ તેને ઇજા કરી શકનાર નથી, તેમજ બીરનમનું જંગલ ડનસીનનની ટેકરી પાસે આવે નહી (અને તેમ તો કદી પણ બનનાર નથી એવી તેની ખાત્રી હતી.) ત્યાં સુધી મરનાર નથી એ પણ તેને યાદ આવ્યું. તે પોતે કિલ્લામાં ભરાઇ રહ્યો. આ કિલ્લો ગમે તેવા ઘેરા સામે ટકી શકે તેવો હતો. માલ્કમના આવવાની રાહ તે જોતો રહ્યો. એક દીવસે એક કાસદ તેની પાસે આવ્યો, પણ પોતે જે જોઇને આવ્યો હતો તે કહી શકે તેમ ન હતો તેનું શરીર ધ્રુજતું હતું. તે એક ટેકરી ઉપર ઉભો રહી બીરનમના જંગલ તરફ જોતો હતો એટલામાં જંગલ પાસે આવતું હોય એમ તેને લાગ્યું એમ તે ખાત્રીથી જણાવતો! મૅકબેથે બુમ પાડી, "લુચ્ચા ગુલામ! જો તું જુઠું બોલતો હશે તો તેની મારે દરકાર નથી." કારણ કે મૅકબેથને હવે જરા જરા વિચાર આવવા માંડયો, અને તે પીશાચોના શબ્દો વિષે શક ઉત્પન્ન થયો. જ્યાં સુધી બીરનમનું જંગલ ડનસીનન સુધી ન આવે ત્યાં સુધી તો તેને મરવાની બીક ન હતી. પણ હવે તો જંગલે ખસવા લાગ્યું! તે બોલ્યો "પણ જો આ ખરૂં હોય તો હથિયાર બાંધીને બહાર નીકળો. હું તો હવે કંટાળી ગયો છું અને મારી જીંદગીનો અંત આવે તો સારૂં." આવા શબ્દો બોલી તે કિલ્લામાંથી બહાર નીકળ્યો અને હુમલો લાવનારાઓ જેઓ કિલ્લા સુધી આવી પહોંચ્યા હતા તેમની ઉપર તુટી પડ્યો.

જંગલ ચાલતું પાસે આવે છે એવો અજાયબ જેવો દેખાવ જે કાસદને દેખાયો હતો તેનો ખુલાસો હવે થયો. હુમલો લાવનાર સૈન્ય જ્યારે બીરનમના જંગલમાંથી પસાર થતું હતું ત્યારે એક ચતુર સરદાર તરીકે માલ્કમે પોતાના સૈન્યની ખરી સંખ્યા ન જણાય એટલા માટે દરેક જણને ઝાડની એકેક ડાંખળી પોતાના હાથમાં લઇને ચાલવા હુકમ ફરમાવ્યો હતો. સૈન્યના હાથમાં ડાંખળીઓ લઈ આવતા દેખાવને જોઇને

તે કાસદ ભૂલ્યો હતો. આ પ્રમાણે પિશાચોનું એક કહેવું ખરૂં પડ્યું હતું. મૅકબેથ સમજ્યો હતો તેનાથી આ જુદુંજ હતું. પણ તેનો ભરોસો હવે જતો રહ્યો.

ભયંકર લડાઈ શરૂ થઈ. જેઓ મૅકબેથના મિત્રો કહેવાતા હતા, પણ અંદરખાનેથી તેના જુલમને ધિક્કારતા હતા તેઓ માલ્કમ અને મૅકડફને મળી ગયા, તેથી તેને પોતાનો બચાવ કરવો મુશ્કેલ પડ્યો, છતાં તે હીમતથી લડતો, અને પોતાની સામે આવનારને કાપી નાંખતો મૅકડફ આગળ આવી પહોંચ્યો. મૅકડફને જોઇને, તથા પિશાચોએ તેનાથી દૂર રહેવા માટે તેને ચેતવણી આપી હતી તેથી તે ત્યાંથી પાછો ફર્યો હોત, પણ મૅકડફ તો તેનેજ શોધતો હતો. તે તેને જોતાંજ તેની સામે થયો, અને તરત તરવારો ચાલી. મૅકડફ પોતાની સ્ત્રી પુત્રાદિકને મારી નાંખવા માટે તેને ઘણાં કડવાં વેણ કહેવા લાગ્યો. મૅકબેથ જેનું મન તેના કુટું-બની કતલથી ભરાઈ ગયું હતું તે હજી પણ દ્વંદ્વ યુદ્ધ છોડી દેવા રાજી હતો પણ મૅકડફ તો તેને ખુની, જુલમી, કુતરો, લુચ્ચો વગેરે વિશેષણો લગાડીને બોલાવતોજ હતો.

સ્રીથી જન્મેલો તેને કોઈ ઇજા કરી શકનાર નથી એવા પિશાચોના શબ્દો મૅકબેથને યાદ આવ્યા; તેથી તેણે હસીને મૅકડફને કહ્યું, “મૅકડફ, તું મહેનત ફોકટ કરે છે. તરવાર હવામાં ફોકટની ફેરવે છે. સ્રીથી પેદા થયેલો કોઈ મને મારી શકનાર નથી.” મૅકડફે કહ્યું, “ત્યારે તો તું તદનજ નિરાશ થા. તે જુઠા પિશાચોએ તને એવી સમજણ ન આપી કે, મૅકડફ સ્રીથી જન્મ્યો નથી, કારણ કે તે જે રીતે જન્મવો જોઇએ તે રીતે જન્મ્યો નથી, પણ તેની માતા પાસેથી કવખતે લઈ લેવામાં આવ્યો છે.” મૅકબેથે ધ્રુજતાં કહ્યું, “આમ બોલતાં તારી જીભ કપાઈ નથી પડતી!” તેને લાગ્યું કે, હવે તો બધી આશા ગઈ. “અરે એવી જુઠી વંત્રીઓ અને જાદુઈ પિશાચોને માણસોએ માનવાં ન જોઇએ. તેઓ આલંકારિક રીતે બોલીને તેમને ફસાવે છે. હું તારી સાથે લડનાર નથી.”

તિરસ્કારથી મૅકડફે કહ્યું, "ત્યારે જીવતો રહે! માણસો જેમ દૈત્યો અને જનાવરોનો તમાસો બતાવે છે તેમ અમે પણ તને બતાવીશું, અને એક પાટીયા ઉપર આ રીતે લખીશું કે, 'માણસો, અહીં જુલમગાર છે તે જુઓ.'" મૅકબેથ, જેને નિરાશાથી હીમત આવી હતી તે બોલ્યો, "કદી નહિ, જુવાન માલ્કમને નમવાને અને તોફાની લોકોનો ત્રાસ ખમવાને હું જીવવા માગતો નથી. બીરનમનું જંગલ ડનસીનનની ટેકરી સુધી આવ્યું છે અને તું સ્ત્રીથી પેદા નથી થયો છતાં પણ હું તારી સાથે છેવટ સુધી લડીશ." આમ કહેતાની સાથે તે મૅકડફ ઉપર કુદી પડ્યો, પણ તેણે ચતુરાઇથી પોતાનો બચાવ કર્યો અને આખરે તેને જીતીને તેનું માથું કાપી લેવા શક્તિવાન થયો. મૅકબેથનું માથું તેણે જુવાન અને ખરા રાજા માલ્કમને ભેટ કર્યું. ડંકનના રાજ્ય ઉપરથી તે જુલમગારે તેને ઉઠાડી મૂકયો હતો તેની ઉપર અમીર ઉમરાવો અને રૈયતના આનંદના પોકારો વચ્ચે તે બેઠો.

# MUCH ADO ABOUT NOTHING.

# ઠાલી માથાફોડ.

હીરો અને બીટ્રીસ નામની બે સ્ત્રીઓ મેસીનાના મહેલમાં રહેતી હતી. મેસીનાના હાકમ લીઓનેટોની હીરો પુત્રી અને બીટ્રીસ ભત્રીજી હતી. બીટ્રીસ આનંદી સ્વભાવની હતી, તે ગંભીર સ્વભાવની પોતાની પીત્રાઈ બહેન હીરોને નવા નવા ટુચકા સંભળાવીને આનંદ પમાડતી. ગમે તેવી વાત ચાલતી હોય તોપણ આનંદી બીટ્રીસ વચ્ચે ટાહુકો પુરતી.

જે વખતે આ વાત શરૂ થાય છે તે વખતે કેટલાક બહાદુર જુવાન સરદારો, લઢાઈમાંથી વિજય કરી પાછા ફરતા લીઓનેટોને મળવા માટે મેસીનામાં આવ્યા. તેઓમાં મુખ્ય તે એરેગૉનનો રાજા ડૉનપેડ્રો અને ફ્લૉરન્સનો ઉમરાવ કલૉડીઓ હતા. તેમની સાથે પાડુઆનો ઉધ્ધત પણ વાચાળ અમીર બેનીડીક પણ હતો.

આ પરોણાઓ પ્રથમ પણ એક વખત મેસીનામાં આવ્યા હતા અને તે વખતે ભલા હાકમે પોતાની પુત્રી અને ભત્રીજી સાથે પોતાના જુના મિત્રો તરીકે તેમની ઓળખાણ કરાવી હતી. બેનીડીક ત્યાં દાખલ થતાંજ રાજા અને લીઓનેટો સાથે આનંદની વાતો કરવા લાગ્યો. બીટ્રીસ, કે જેને દરેક વાતમાં વચ્ચે બોલવાની ટેવ હતી તે બેનીડીકને બોલતો અટકાવીને બોલી, "સીનોર બેનીડીક, હુ અજબ થાઉંછું કે, તમે હજી પણ બોલ્યાજ કરોછો. તમારી વાત કોઈ સાંભળતું તો નથી." બેની-ડીક, બીટ્રીસ જેટલોજ છૂટી જીભનો હતો છતાં શરૂઆતમાં તેના આવા શબ્દોથી આનંદ ન પામ્યો. આવી છૂટી જીભના થવું આવી કુલવાન સ્ત્રીને છાજે નહિ એમ તેને લાગ્યું; અને પોતે જ્યારે પહેલાં મેસીનામાં આવ્યો હતો ત્યારે તેનેજ મશ્કરી કરવા લાયક ધારીને તે મશ્કરી કરતી હતી તે

તેને યાદ આવ્યું. જેને બીજાને બનાવવાની ટેવ હોય છે તે પોતાની થતી મશ્કરી સાંખી શકતું નથી. તેજ પ્રમાણે એનીડીક અને બીટ્રીસનું પણ હતું. અગાઉ પણ જ્યારે તેઓ મળતાં ત્યારે એક બીજાની ઠેકડી કરતાં અને ચરભડયા વગર તો કોઈ દીને છૂટાં પડયાંજ ન હતાં. આજ પણ જ્યારે એનીડીકને વાત કરતો અટકાવીને "તેની વાત કોઈ સાભળતું નથી." એમ બીટ્રીસે કહ્યું ત્યારે જાણે તેને પ્રથમ દીઠીજ ન હોય એવો દેખાવ કરીને એનીડીક બોલ્યો, "અરે મારાં વહાલાં કજીઆ બાઇ, તમે હજી છો કે?" અને ફરીથી તેમની વચ્ચે વાક્યોની લઢાઇ ચાલી. એક બીજાને મહેણાં મારવા લાગ્યાં, અને બીટ્રીસ જાણુતી હતી કે એનીડીકે લડાઇમાં બહાદુરી બતાવી છે છતાં તેણે કહ્યું કે, જેટલાને તમે લડાઇમાં માર્યા છે તેટલાને તો હું ખાઇ જાઉં. એનાડીકની વાતથી રાજા ખુશી થતો હતો એમ જ્યારે તેણે જોયું ત્યારે તેણે એનીડીકને 'રાજાનો મશ્કરો' કહ્યો. બીટ્રીસે પ્રથમ મારેલા મહેણા કરતાં આ મહેણું તેને મનમાં સોંસરૂં લાગ્યું. તેણે જેટલાને માર્યા હોય તેટલાને ખાઇ જાઉ એમ કહીને બીટ્રીસે તેને એવું જણાવ્યું કે, તે હીચકારો હતો, પણ તે પોતાને બહાદુર જાણતો હતો તેથી તે વિષે તો મનમાં ન આવ્યું. પણ કોઇનો મશ્કરો થવામાં એબ હોય છે, તેથી જ્યારે બીટ્રીસે તેને 'રાજાનો મશ્કરો' કહ્યો, ત્યારે બીટ્રીસ માટે તેને ધિક્કાર ઉપજ્યો.

પણ નમ્ર હીરો તો પોતાના આ રાજવંશી પરોણાઓ આગળ ચૂપ બેઠી હતી. હીરો સુંદર હતી અને તે જેમ જેમ વયે મોટી થતી ગઇ તેમ તેમ તેની સુંદરતા વધતી જતી હતી તે ક્લૉડીઓ એક સરતે જોતો હતો. પણ રાજા તો એનીડીક અને બીટ્રીસ વચ્ચેનો સંવાદ સાંભળીને આનંદ મેળવતો હતો; તેણે ધીમે સાદે લીઓનેટોને કહ્યું, આ ઘણી આનંદી સ્ત્રી છે. એની-ડીક સાથે એનું જોડું તો બંધબેસતું થાય." લીઓનેટોએ જવાબ આપ્યો, "અરે મારા લૉર્ડ, પરણ્યા પછી એકાદા અઠવાડીઆમાંજ તેઓ મશ્કરી ઠઠા કરીને ગાંડાં બની જાય." લીઓનેટો તો એમજ ધારતો હતો કે, આ બેઉ જણ કદી પણ એકઠાં રહી શકેજ નહી, પણ રાજાએ તો પોતાના મનમાં એ બેઉજણની જોડી બાંધવાનો ઠરાવ કરી રાખ્યો.

રાજા જ્યારે મહેલમાંથી કલૅાડીઓ સાથે પોતાને ઉતારે આવ્યો ત્યારે તેને માલમ પડ્યું કે બેનીડીક અને બીટ્રીસનાજ લગ્નનો માત્ર ઘાટ ન હતો, પણ બીજા પણ લગ્ન સાથેજ થાય એમ હતું. કારણ કે કલૅાડીઓ હીરો માટે જે શબ્દો બોલતો હતો તે શબ્દોથી તેનું અંતઃકરણ પણ કળાઇ જતું હતું. રાજા તેથી આનંદ પામ્યો અને કલૅાડીઓને તેણે પૂછ્યું, હીરો ઉપર તમારૂં મન છે!" કલૅાડીઓએ જવાબ આપ્યો, "અરે મારા લૅાર્ડ, જ્યારે હું પ્રથમ મેસીનામાં આવ્યો ત્યારે તો લડાઇમાં જવાની ઉતાવળ હતી, તેથી તેને વિષે પ્રેમ દેખાડવા વખત ન હતો; પણ હાલ તો સલાહ સંપ છે અને તેથી લડાઇના વિચારો મારા મનમાંથી નીકળી ગયા છે અને તેને ઠેકાણે પરણવાના કોમળ વિચારોએ મારૂં મગજ રોકયું છે. હીરો કેવી સુંદર છે અને લડાઇમાં જવા પહેલાં હું તેનેજ ચહાતો હતો એજ વિચાર મને આવ્યા કરે છે." કલૅાડીઓએ હીરો ઉપર પોતાને પ્રેમ છે એવું કબૂલ કર્યું તેથી રાજાના મન ઉપર ઘણી અસર થઈ અને તેણે કંઈ પણ વાર લગાડ્યા વગર કલૅાડીઓને પોતાનો જમાઇ કરવાની લીઓનેટોની મંજુરીઆત માગી. લીઓનેટો કબૂલ થયો, અને હીરોને ઉમરાવ કલૅાડીઓના બોલવા ઉપર ધ્યાન આપવા સમજાવવામાં કાંઈ અડચણ ન નડી કલૅાડીઓ સદ્દગુણી અને મોટો ઉમરાવ હતો. રાજાની સહાયતાથી પોતાના લગ્નનો દિવસ પણ લીઓનેટોને સમજાવીને કલૅા-ડીઓએ ઘણોજ પાસેનો ઠરાવ્યો હતો.

કલૅાડીઓનાં આ સુંદરી સાથનાં લગ્નને ઝાઝા દિવસ ન હતા; તો પણ તેટલા દિવસ કાઢવા પણ તેને કંટાળા ભરેલા લાગ્યા. કારણ કે ઘણા ખરા બધા જુવાનો પોતાના ધારેલા કામનો છેડો આણવાને અધીરા હોય છે. કલૅાડીઓના દિવસો જલદીથી પસાર થઇ જાય તેટલામાં બેનીડીક અને બીટ્રીસની જોડી ગોઠવાઇ જાય એવી યુક્તિ કરવા રાજા તેની સાથે વિચાર કરવા લાગ્યો. કલૅાડીઓ તેમાં સામેલ થયો, અને લીઓનેટોએ પોતાની મદદ આપવા વચન આપ્યું, તેમજ હીરોએ પોતાની પીત્રાઈ બહેનને સારો પતિ અપાવવા માટે પોતાથી બનતું દરેક કરવા તૈયાર થઈ.

રાજાએ કરેલી યુક્તિ એવી હતી કે, બીટ્રીસ તેને ચહાય છે એવું બેનીડીકના મનમાં ઉતારવું અને હીરોએ બીટ્રીસને સમજાવવી કે બેનીડીક તેને ચહાય છે. પ્રથમ તો રાજા, કલૅાડીઓ, અને બેનીડીકે પોતાનું કામ શરૂ કર્યું. એક તક મળતાં તેઓ બગીચામાં મળ્યા; જે ઠેકાણે બેનીડીક બેઠો હતો તે ઠેકાણેથી થોડે દૂર ઝાડીમાં બેસીને જાણે તેને જોયોજ ન હોય તેમ વાતો કરવા લાગ્યા. આડી અવળી કેટલીક વાતો કર્યા પછી રાજા બોલ્યો, "કેમ લીઓનેટો, પરમ દહાડે તમે મને કહેતા હતા કે, તમારી ભત્રીજી બીટ્રીસ સીનોર બેનીડીક સાથે પ્યારમાં પડી છે તેનું શું છે! કોઈ પણ માણસ સાથે તે બાઈ પ્રીતિ કરશે એવું હું તો ધારતો ન હતો." લીઓનેટોએ જવાબ આપ્યો, "મારા લૉર્ડ, મારો પણ તેવોજ વિચાર હતો. બહારથી તો તે બેનીડીક તરફ અભાવ બતાવે છે, છતાં અંદરખાનેથી તે તેને ચહાય છે જાણી મને તો આશ્ચર્ય થાય છે." કલૅાડીઓએ તે વાતને ટેકો આપીને કહ્યું કે, હીરો મને કહેતી હતી કે, બીટ્રીસ સાથે બેનીડીક પ્રીતિ નહિ જોડે તો તે દિલગીરીથી મરણ પામશે. પણ કલૅાડીઓ અને લીઓનેટોનું ધારવું એમજ હતું કે, બેનીડીકને તો બધી સુંદરીઓની નિંદા કરવાની ટેવ હતી અને વળી તેમાં બીટ્રીસનું નામ આવતાં તો તે છેડાઈજ પડતો હતો.

બીટ્રીસ ઉપર પોતાને દયા આવતી હોય એવા દેખાવથી રાજાએ આ બધી વાત સાંભળી. તે બોલ્યો, "જો આ બધી વાત બેનીડીકને કહી હોય તો ઠીક થાય." કલૅાડીઓએ કહ્યું, "તેથી શું ફળ નીપજે? તે તો વાત હસી કાઢશે અને બિચારી બીટ્રીસને નાહકની પજવ્યા કરશે." રાજા બોલ્યો. "એમ થાય તો ઘણુંજ ખોટું; કારણ કે, બીટ્રીસ સુંદર અને પ્રિયકર છે, તે ડાહી છે પણ આ બેનીડીકને ચહાવામાં તેણે ભૂલ કરી છે." પછી રાજાએ પોતાના સોબતીઓને ઇસારત કરી કે, હવે ઉઠો અને બેનીડીકે આ વાત સાંભળી છે તેની ઉપર તેને એકલાને વિચાર કરવા દો.

બેનીડીક આ વાત અતિ આતુરતાથી સાંભળી હતી. બીટ્રીસ પોતાને ચહાય છે એમ સાંભળીને તે પોતાના મનમાં બોલવા લાગ્યો, "શું એમ બની શકે?" રાજા વગેરે જ્યારે ત્યાંથી ગયા ત્યારે તે બોલ્યો, "આ કાંઈ હીકમત તો નથી! તેઓ બધા ગંભીર હતા, અને હીરોએ તે વાતની ખાત્રી આપી હતી; તે સ્ત્રીની તેઓ દયા ખાતા હતા. મને ચહાય છે! કેવી વાત, મારે તેનું સારું વાળવું જોઈએ! મેં પરણવાનો તો કદી વિચાર પણ કર્યો નથી. મારો વિચાર તો કુંવારા રહેવાનો હતો અને પરણવા સુધી હું જીવતો રહીશ એમ તો હું ધારતોજ ન હતો. તેઓ કહે છે કે, એ સ્ત્રી સદ્ગુણી અને સુંદર છે. એમજ છે. તે દરેક વાતે ડાહી પણ મને ચહાય છે એટલી ઘેલી છે. શા માટે, એ કાંઈ એની મૂર્ખાઇ ન કહેવાય! એ પેલી બીટ્રીસ આવે. વાહ, કેવી રૂપાળી છે! એની આંખો ઉપરથીજ પ્યારનાં ચિહ્ન જણાઇ આવે છે." બીટ્રીસ તેની પાસે આવી પહોંચી અને હમેશની પેઠે કાંઇક છણકો કરીને બોલી, "તમને જમવા તેડવા મારી મરજી ઉપરાંત મારે આવવું પડયું છે." બેનીડીક સભ્યતાથી તેની સાથે કદી બોલ્યો ન હતો, પણ આજ તો તેને તેમ કરવા મન થયું. તે નરમાસથી બોલ્યો, "સુંદર બીટ્રીસ, તમે ફેરો ખાધો તેથી તમારો ઉપકાર થયો" અને જ્યારે બે ત્રણ કફોડી વાતો કરીને બીટ્રીસ ચાલી ગઇ ત્યારે બેનીડીકે વિચાર્યું કે, એણે જે અસભ્ય વેણ કાઢ્યાં તેમાં પણ ગૂઢ પ્રીતિનાં વચનો સમાયલાં હતાં. તે મોટેથી બોલ્યો, "જો એની ઉપર હું દયા ન લાવું તો મારા જેવો દુષ્ટ બીજો કોઇજ નહિ. જો હું એને ચાહું નહિ તો હું યાહુદી કહેવાઉં. હું હમણાંજ જઇને એની છબી મેળવું."

આ ગૃહસ્થ પોતાને માટે ગોઠવેલી જાળમાં ફસાયો. હવે બીટ્રીસને ભંભેરવાનો હીરોનો વારો આવ્યો. આ કામને માટે તેણે પોતાની બે સખીઓ અર્સુલા અને માર્ગરેટને બોલાવી. માર્ગરેટને તેણે કહ્યું, "ભલી માર્ગરેટ, દીવાનખાનામાં જા. ત્યાં તને મારી પીત્રણ બીટ્રીસ રાજા અને કલૉડીઓ સાથે વાત કરતી મળશે. તેના કાનમાં કહેજે કે, હું અને અર્સુલા બાગમાં ફરીએ છીએ તે તેને લગતીજ વાત કરીએ છીએ અને જ્યાં પેલા હનીસકલ છોડવાઓ સૂર્યનેજ અંદર આવવા

હેતા નથી ત્યાં એ ગુપચૂપ આવે એમ કરજે. જે ઠેકાણે બીટ્રીસને લાવવા માર્ગરેટને હીરોએ કહ્યું હતું તે ઠેકાણું તેજ હતું કે જ્યાં બેનીડીક પોતાના પ્યારની વાતો સાંભળી હતી. માર્ગરેટે કહ્યું, " બાઈ, કાંઈ ચિંતા નહિ, હું એને હમણાંજ તેડી લાવું છું. "

પછી હીરો અર્સુલાને લઇને બાગમાં ગઇ, અને ત્યાં તેને કહ્યું, " સાંભળ, અર્સુલા, જ્યારે બીટ્રીસ આવશે ત્યારે આપણ આટલામાંજ ફરવા માંડીશું, અને માત્ર બેનીડીક વિષેજ વાત ચલાવીશું; અને જ્યારે હું તેનું નામ દઉં ત્યારે તેનાં હદથી વધારે વખાણ તું કરવા માંડજે. હું તારી સાથે બેનીડીક તેને ચહાય છે એવીજ વાત કરીશ. હવે ચલાવ. બીટ્રીસ પેલી લેપવીંગ પક્ષીની પેઠે સંતાતી સંતાતી આપણી વાત સાંભળવા આવે છે. " પછી તેઓએ વાતચીત શરૂ કરી. અર્સુલાએ કાંઈ પૂછ્યું હોય અને તેનો જવાબ આપતી હોય એવી ઢપમાં હીરો બોલી, " નહિ, અર્સુલા, એ ખરી વાત છે. તે બધાને ધિક્કારે છે. એનો મદ તો માતો નથી. " અર્સુલાએ પૂછ્યું, " પણ બેનીડીક બીટ્રીસને અંતઃકરણથી ચહાય છે એવી તમારી ખાત્રી તો છેની ! " હીરોએ જવાબ આપ્યો, " રાજા અને મારા લૉર્ડ કલૉડીઓ એમ કહે છે. વળી તેઓએ એ વાત બીટ્રીસને જણાવવા મને કહ્યું. મેં તેમને એમ સમજાવ્યા કે બેનીડીકનું જો તેઓ ભલું ઇચ્છતા હોય તો બીટ્રીસને એ વાત કદી પણ જણાવવી નહિ. " અર્સુલા બોલી, ' ખરેખર, એમજ છે. બેની-ડીકના પ્યાર વિષે તે ન જાણે એમાંજ સાર છે; નહિ તો તે તેની મશ્કરી કર્યા વગર ન રહે. " હીરો બોલી, " ખરૂં કહું તો ગમે એવો ડાહ્યો, અમીરી, ઉદાર દિલનો સુંદર પુરૂષ હોય પણ બીટ્રીસ તેની ખોડ કાઢ્યા વગર રહેજ નહિ. " અર્સુલા બોલી, " એમજ છે, પણ આવી ટેવ એને શોભે નહિ. " હીરોએ જવાબ આપ્યો, " નહિજ તો. પણ એની ખોડ એને કોણ બતાવે ? જો હું તેને કહેવા જાઉં તો મને પણ હસી કાઢે. " અર્સુલા બોલી, " તમે તમારી પીત્રાણુને એકદમજ વખોડી કાઢોછો. પણ મને નથી લાગતું કે, બેનીડીક જેવા ગૃહસ્થની સાથે વરવા માટે તે એકદમ ના પાડે એવી અવિચારી તે મને જણાતી

નથી. " હીરો બોલી, "બેનીડીક તે બેનીડીકજ છે, આખા ઈટાલીમાં મારા વહાલા કલૉડીઓ વગર એનો બીજો હરીફજ નથી." હવે હીરોએ પોતાની સખીને ઇસારત કરી કે, વાત બદલી નાંખ." એટલે તે બોલી, "પણ બાઈ, તમે લગ્ન કરવા કયો દિવસ ઠરાવ્યો છે ?" હીરોએ જવાબ આપ્યો કે, આવતી કાલે તે કલૉડીઓ સાથે પરણનાર છે. એણે કયો પોશાક પહેરવો તે વિષે તેની સલાહ લેવાનું બહાનું કરી તે બે જણીઓ ત્યાંથી ચાલતી થઈ. બીટ્રીસ આ બધી વાતચીત એકચિત્તે સાંભળતી હતી તે તેમના ગયા પછી બોલી, "અરે, આ હું શું સાંભળું છું ? શું આ વાત ખરી હશે ? હવે તો ધિક્કાર, હુંપદ, તમને છેલ્લા નમસ્કાર ! બેનીડીક, તમારો ચાહ તમે ચાલુ રાખજો ! હું પણ તેમજ કરીશ. મારૂં સ્વચ્છંદી મન તમારી પ્રીતિમાં મગ્ન રહેશે." આવા જુના શત્રુઓને નવા અને ચહાતા મિત્રો બનાવવાનો દેખાવ પણ આનંદ ઉપજાવે છે. ભલા સ્વભાવના રાજાની યુક્તિથી જ્યારે તેઓ પ્રથમ એકઠાં મળત ત્યારે પણ જોવાની ગમત પડત. પણ હવે હીરોના દુર્ભાગ્યનો વિચાર કરવો જોઇએ. જે આવતી કાલ હીરોના લગ્નની ઉગવાની હતી તે કાલે તો તેનું અને તેના ભલા બાપ લીઓનેટોનું અંતઃકરણ દિલગીરીથી ભરી દીધું.

રાજાનો એક ઓરમાન ભાઇ હતો. તે લડાઈમાંથી તેની સાથે મેસીનામાં આવ્યો હતો. તેનું નામ ડૉન જોન હતું. તે ચીડીઓ અને અસંતોષી હતો, અને દુષ્ટ કામ કરવામાં આનંદ પામતો. તે પોતાના ભાઈ રાજાને ધિક્કારતો હતો, અને કલૉડીઓ રાજાનો મિત્ર હતો તેથી તેને પણ ધિક્કારતો હતો કલૉડીઓ અને રાજા દુઃખી થાય તેટલા માટેજ હીરો સાથેના કલૉડીઓના લગનમાં ભંગ કરવાની યુક્તિ કરવા તેણે ઠરાવ કર્યો. આ લગન થવામાં કલૉડીઓના જેટલીજ રાજાની પણ મરજી હતી એમ તે જાણતો હતો. પોતાનું આ દુષ્ટ કામ પાર પાડવા માટે તેણે પોતાના જેવાજ બોરાશીઓ નામના એક નીચ માણસને મોટા ઈનામની લાલચ આપી ઉશ્કેર્યો. આ બોરાશીઓ હીરોની સખી માર્ગરેટ સાથે પ્યારમાં પડયો હતો; અને ડૉન જોન આ વાત જાણતો હતો

તેથી માર્ગરેટ ઉપર વગ ચલાવી તે રાતના હીરોના ઓરડામાં, હીરોના પોશાકમાં ઉભી રહી તેની સાથે વાત કરે એવી યુક્તિ કરવા તેને કહ્યું; અને તેમ કરતાં કલૉડીઓ તેને હીરો ધારી ઠગાશે. તેણે કરેલી નીચ યુક્તિનો આ પ્રમાણે છેડો આવતો હતો.

ડૉન જોને તે પછી રાજા અને કલૉડીઓ આગળ જઇને કહ્યું કે, હીરો અવિચારી સ્ત્રી છે અને મધરાતના પોતાની બારીમાંથી પરપુરૂષો સાથે વાતો કરે છે. તે તો લગ્નની આગલી રાત હતી અને તેથી તેણે તેમને પોતાની સાથે આવી તેજ રાતના તેનું પારખું જોવા કહ્યું. તેઓએ કબૂલ કર્યું. પછી કલૉડીઓ બોલ્યો, "જો આજ રાતના તેને વિષે કાંઈ મારા જોવામાં આવશે તો હું કાલે તેની સાથે લગ્ન કરનાર નથી, પણ જે મંડપમાં અમારાં લગ્ન થનાર છે ત્યાંજ હું એનું પોકળ પાધરૂં કરીશ." રાજાએ પણ કહ્યું, "તમારાં લગ્ન કરવામાં મે પણ ભાગ લીધો છે તેથી હું પણ તેની નિંદા કરીશ."

જ્યારે ડૉન જોન તેમને રાતના હીરોના ઓરડા આગળ લઈ આવ્યો ત્યારે તેમણે બોરાશીઓને તેની બારી નીચે ઉભેલો દીઠો, અને હીરોની બારીમાંથી બહાર જોતી માર્ગરેટ દેખાઈ, અને બોરાશીઓ સાથે વાત કરતી તે જણાઈ. જે કપડાં હીરોએ તેજ દિને સાંજના પહેર્યાં હતાં તેજ કપડાં માર્ગરેટે પહેર્યાં હતાં તેથી રાજા અને કલૉડીઓ તેને હીરોજ સમજ્યા. (તેના ધારવા પ્રમાણે) કલૉડીઓએ આ શોધ કરી ને પછી તેના ગુસ્સાનો પાર ન રહ્યો. નિર્દોષ હીરો તરફનો તેનો બધો પ્યાર ઉડી ગયો અને તેને બદલે તેના મનમાં ધિક્કારે જગા લીધી. તેણે વિચાર કર્યો હતો તે પ્રમાણે બીજે દિને દેવળમાં તેનો ભેદ ખુલ્લો કરવા ઠરાવ કર્યો. રાજાએ પણ તે વાતને ટેકો આપીને કહ્યું કે, જે સ્ત્રી પોતાના લગ્નની આગલી રાતે પર પુરૂષ સાથે વાત કરે તે કલૉડીઓના જેવા અમીરી જુવાન સાથે પરણવાને તદન નાલાયક છે.

બીજે દિને જ્યારે બધા લગ્ન ક્રિયા કરવા માટે એકઠા મળ્યા હતા તે વખતે કલૉડીઓ અને હીરો જોડાજોડ ઉભાં હતાં અને ધર્મગુરૂ ક્રિયા

શરૂ કરતો હતો તે વખતે કલૉડીઓએ મોટે સાદે હીરોનો વાંક જાહેર કર્યો. હીરો આ અસભ્ય શબ્દો સાંભળી બેબાકળી થઈ ગઈ, તે બોલી "મારા લૉર્ડ, તમે આવા શબ્દો બોલો છો તે તમારી તબીઅત ઠીક નથી ?" લીઓનેટોએ ભય પામીને રાજાને કહ્યું, "મારા લૉર્ડ, તમે શા માટે નથી બોલતા ?" રાજાએ કહ્યું, "હું તે શું બોલું ? એક નાલાયક સ્ત્રી સાથે સંબંધ જોડવા મેં મારા મિત્રને મદદ આપી તેથી આ વખત મારે પણ નીચું જોવા વખત આવ્યો છે. લીઓનેટો, હું ખરૂં કહું છું કે, ગઈ કાલે રાતના આ હીરોને, મેં, મારા ભાઇએ અને કલૉડીઓએ તેની પોતાની બારીમાંથી પર પુરૂષ સાથે વાત કરતી જોઈ અને સાંભળી છે." પોતે જે કાંઈ સાંભળ્યું હતું તેથી આશ્ચર્ય પામીને બેનીડીક બોલ્યો, "આ કાંઈ લગ્ન જેવું દેખાતું નથી."

તુટેલા અંતઃકરણની હીરો બોલી, "અરે ઇશ્વર, આ શું !" તે તરત બેશુદ્ધ થઈ પડી, અને બધાએ જાણ્યું કે તે મરી ગઈ. હીરો શુદ્ધિમાં આવી કે નહિ અને દુઃખી થયેલા લીઓનેટોને જરા પણ દીલાસો આપ્યા વગર રાજા અને કલૉડીઓ દેવળમાંથી ચાલતા થયા. ક્રોધથી તેમનું હૃદય વજ્રમય થઈ ગયું હતું. બેનીડીક ત્યાંજ રહ્યો અને હીરોને શુદ્ધિમાં લાવવા માટે બીટ્રીસને મદદ કરવા લાગ્યો. તેણે પૂછ્યું, "બાઇને કેમ છે ?" બીટ્રીસને પોતાની પીત્રાઈ વહાલી હતી તેથી તેણે દુઃખથી જવાબ આપ્યો, "હું ધારૂંછું કે મરી ગઈ." તે તેને સદ્‌ગુણી તરીકે જાણતી હતી તેથી તેની વિરૂદ્ધ જે કાંઈ બોલાયું તે તેણે માન્યું નહિ. પણ તે બાપડા વૃદ્ધ બાપના માનવામાં ન આવ્યું. તેણે પોતાની પુત્રીને દુષ્ટ ધારી અને તે પાછી આંખ ન ઉઘાડે તો સારૂં એમ ઇચ્છીને તેણે કલ્પાંત કરવા માંડ્યું.

પણ પેલો વૃદ્ધ ધર્મગુરૂ વિચારવંત હતો. મનુષ્ય સ્વભાવનું તેણે અવલોકન કર્યું હતું. કલૉડીઓએ હીરોનો અપરાધ જ્યારે જાહેર કર્યો ત્યારે તે હીરોના ચહેરા તરફ એક ધ્યાને જોઈ રહ્યો હતો. તેના મોઢા ઉપર શરમના શેરડા પડ્યા હતા. તેના ચહેરા ઉપર દેવતાઈ સફેદી આવી

ગઇ હતી. રાજાએ તેના શિયળ ઉપર આળ મૂકયું તે ખોટું છે એવી ગોરની ખાત્રી થઇ હતી. તેણે તે દુઃખી બાપને કહ્યું, “ કોઈ મોટી ભૂલથી હીરોની ઉપર આ આળ આવ્યું છે. તે તદ્દન નિર્દોષ છે. જો તેમ ન હોય તો મને મૂર્ખ ગણજો, મારી વિદ્વત્તા અને અનુભવને ખોટાં માનજો, મારી વય અને મારા માનમાં ધૂળ પડજો. ”

જ્યારે હીરો શુદ્ધિમાં આવી ત્યારે ગુરૂએ પૂછ્યું, “ બાઈ, તમારી ઉપર કયા પુરુષ જોડે વાત કરવાનો અપરાધ મૂકયો છે ? ” હીરોએ જવાબ આપ્યો, “ જેમણે મારી ઉપર અપરાધ મૂકયો તેઓ તેને ઓળખતા હશે, બાકી હું તો કાંઇ જાણુતી નથી. ” પછી પોતાના બાપ તરફ ફરીને બોલી, “ અરે પિતાજી, રાતના કોઇ પણ પર પુરુષ સાથે, અથવા તો પ્રાણી સાથે પણ મેં વાત કરી હતી એવી તમારી ખાત્રી થાય તો મને ધિક્કારજો, મારૂં મોઢું જોશો નહિ, અને ગમે તો રીબાવી મારજો. ” ધર્મગુરૂ બોલ્યો, “ રાજા અને કલૅાડીઓ કાંઈ ભ્રાંતિમાં ભોળવાયા લાગે છે. ” તેણે લીઓનેટોને ‘ હીરો મરી ગઈ છે ’ એવી વાત ફેલાવવાની સલાહ આપી. તેઓ બેશુદ્ધિમાં મૂકી ગયા હતા તેથી એ વાત ખરી માનશે. વળી તેણે સલાહ આપી કે, તમારે શોક પાળવો અને હીરોના સ્મરણનો શોક સ્તંભ બાંધવો. લીઓનેટોએ પૂછ્યું, “ એથી શું થશે ? એનું શું ફળ નીપજશે ? ” ગુરૂએ જવાબ આપ્યો, “ એના મરણના સમાચારથી એની ઉપર કલંકને બદલે બધાને દયા છૂટશે. એનાથી સારૂંજ થશે. પણ હું આશા તો વધારે સારાની રાખુંછું. પોતાના મારેલા વચન પ્રહારથી તે મરણ પામી છે એમ કલૅાડીઓ સાંભળશે ત્યારે તેને પશ્ચાત્તાપ થશે. તેને શોક ઉત્પન્ન થશે. જો તેનામાં પ્યાર હશે તો તે એમ ધારશે કે, તેણે આ કઠણ વચન ન કહ્યું હોત તો ઠીક થાત. જો કે મનમાં તો તેને અપરાધીજ જાણશે. ” બેનીડીક બોલ્યો, “ લીઓનેટો, આ સાધુ બાવાની સલાહ વાજબી છે. રાજા અને કલૅાડીઓ મારા મિત્ર છે છતાં હું તમને વચન આપુંછું કે, આ ભેદની વાત તેમની આગળ હું જાહેર કરનાર નથી. ”

લીઓનેટોને આવી રીતે સમજાવ્યો તેથી તે કબલ થયો. તે દિલગીર દિલે બોલ્યો, "મને એવું તો દુઃખ થાય છે કે, મને જેમ વાળશો તેમ હું વળીશ." પછી તે ધર્મગુરૂ, લીઓનેટો અને હીરોને એકાંતમાં શાંતતા વાળવા માટે લઈ ગયો, અને અહીં બેનીડીક બીટ્રીસ એકલાં રહ્યાં. તેમના મિત્રોએ યુક્તિ કરીને તેમના વચ્ચે બનાવ કરાવવા ધાર્યું હતું, અને તેમાંથી તાલ જોવાની મજા મેળવવી હતી. પણ આ મિત્રોનો બધો તાલ બગડી ગયો હતો, દુઃખથી તેમનાં મન પીડિત થયાં હતાં.

પ્રથમ બોલનાર બેનીડીક હતો. તે બોલ્યો, "બીટ્રીસ, તમે તો ક્યારનાં રડોછો ?" તેણે જવાબ આપ્યો, 'અને હજી પણ હું રડ્યા કરીશ." બેનીડીકે કહ્યું, "મારી તો ખાત્રી છે કે તમારી સુંદર પીત્રણ તરફ અન્યાય થયો છે." બીટ્રીસે કહ્યું, "મારી બહેન ઉપરનું કલંક કાઢી નાંખે તેની હું કેટલી ગુણની ઓશીંગણ થાઉં !" બેનીડીક બોલ્યો, "એવી મિત્રતા હું કોઈ રીતે બતાવી શકું તેમ છું ? તમારા જેટલી આ જગતમાં મને બીજી કોઈ વહાલી નથી, શું એ નવાઇની વાત નથી ?" બીટ્રીસ બોલી, "મારે માટે બોલું તો તમે પણ આખા જગત્માં મને સૌથી વધારે વહાલા છો. પણ મને માનશો નહિ, તેમ વળી હું જુઠું પણ બોલતી નથી. હું કાંઈ કબૂલ પણ કરતી નથી, તેમજ ના પણ પાડતી નથી. હું તો મારી પીત્રણ બહેન માટે દિલગીર છું." બેનીડીકે કહ્યું, "હું સોગન ખાઇને કહુંછું કે, તમને ચાહુંછું અને ચાહુંજ છું. ચાલો, તમારે માટે મને ગમે તે ચીજ કરવા હુકમ ફરમાવો." બીટ્રીસ બોલી, "કલૉડીઓને મારી નાંખો." બેનીડીકે કહ્યું "હા ! આખી દુનિયા માટે પણ તેમ બનનાર નથી." તે પોતાના મિત્ર કલૉડીઓને ચહાતો હતો. બીટ્રીસે કહ્યું, "શું કલૉડીઓ લુચ્ચો નથી ? તેણે મારી પીત્રણ બહેનનો તિરસ્કાર કર્યો, તેને હીણી, તેની ઉપર કલંક મૂક્યું નથી ? અરે, હું જો પુરૂષ થઈ હોત તો કેવું સારૂં !" બેનીડીક બોલ્યો, "બીટ્રીસ, મારૂં સાંભળ !" પણ તે તો કલૉડીઓનો બચાવ સાંભળે એવી ન હતી. તે તો પોતાની પીત્રણને થયેલા અપમાનનું વેરજ વાળવા ઇચ્છતી હતી. તે બોલી, "બારીમાંથી પુરૂષ સાથે વાત કરી, વાહવા,

બહાનું તો સારું ! વહાલી હીરો, તારી ઉપર કલંક ચોંટયું, અન્યાય થયો, મનખો રદ થયો. માત્ર કલૉડીઓને માટેજ હું પુરૂષ હોત; અથવા તો મારો કોઈ મિત્ર હોત તે મારે માટે નર થાત ! પુરૂષપણું તો મધુર અને સભ્ય વાકયો બોલવામાંજ આવી રહ્યું છે. હું પ્રચ્છિત પુરૂષ થઈ શકતી નથી તો સ્ત્રીપણામાંજ રડી રડીને મરી જઈશ." બેનીડીક બોલ્યો, "ભલી બીટ્રીસ, જરા સબુરી રાખ, મારા હાથના સોગન ખાઇને હું કહું છું કે, તારી ઉપર મારો પ્રેમ છે." તે બોલી, "અમથા સમ ખાવામાં શું વળ્યું ? એ હાથનો બીજી રીતે ઉપયોગ કરો ત્યારે જાણું કે ખરા." બેનીડીકે પૂછ્યું, "કલૉડીઓએ તારી સખીને અન્યાય કર્યો છે, એમ તારી હજી પણ ખાત્રી છે ?" બીટ્રીસે જવાબ આપ્યો, "મારા શરીરમાં પ્રાણ છે એવી મારી ખાત્રી છે તેવીજ તે વિષે પણ છે." બેનીડીક બોલ્યો, "ચાલો, એ તો થયું. હું કબુલ થાઉંછું હું તેને લડવા બોલાવીશ. હું તારા હાથને ચુંબન કરીને જાઉંછું. આ હાથથી કલૉ-ડીઓની હું ખબર લઈશ. હું આ ચાલ્યો. જા, તારી સખીને દીલાસો આપ."

જે વખતે બેનીડીકને બીટ્રીસ કઠણ વચનો કહી ઉશ્કેરી મૂકતી અને હીરોની તરફથી કલૉડીઓ સાથે દ્વંદ્વ યુદ્ધ કરવા કહેતી તે વખતે આ તરફ લીઓનેટો પોતાની પુત્રી તરફની તેમની કઠોર વર્તણુકથી થયેલા તેના મરણ માટે રાજા અને કલૉડીઓને પોતાની સાથે તરવારથી લડવા તેડતો. પણ તેની વૃદ્ધાવસ્થા અને દિલગીરી તરફ જોઇને તેઓ બોલ્યા, "ભલા વૃદ્ધ માણસ, અમારી સાથે કજીઓ કરશો નહિ." એટલા માં બેનીડીક આવી પહોંચ્યો. તેણે કલૉડીઓને કહ્યું કે, હીરો તરફ તમે અન્યાય કર્યો છે માટે મારી સાથે લડવા નીકળો. રાજા અને કલૉડીઓ એક બીજાને કહેવા લાગ્યા, "એને બીટ્રીસે ઉશ્કેરીને મોકલ્યો છે." કલૉડીઓએ બેનીડીક સાથે લડાઇ કરવાની વાત સ્વીકારી હોત; પણ આ અચોકસ દ્વંદ્વ યુદ્ધના પરિણામથી નિર્દોષ હીરોને છોડવવાને બદલે ઈશ્વરે વાજબી ન્યાયથી તેની ઉપરનું કલંક દૂર કર્યું.

રાજા અને કલૉડીઓ, એનીડીક સાથે લડાઇની વાત કરતા હતા એટલામાં એક ન્યાયાધીશ બોરાશીઓને કેદી કરીને રાજા આગળ લઇ આવ્યો. ડૉન જોનના કહેવાથી પોતે હીરો ઉપર કલંક લગાડવાને યુક્તિ કરી હતી તે બોરાશીઓ પોતાના એક મિત્રને કહેતો સંભળાયો હતો. બોરાશીઓએ રાજા અને કલૉડીઓ આગળ ખુલાસો કર્યો કે બારીમાંથી વાત કરનાર માર્ગરેટ હતી અને તેણે હીરોનાં કપડાં પહેર્યાં હતાં. હવે તેમના મનમાંથી વહેમ નીકળી ગયો. પણ જો થોડો ઘણો વહેમ રહ્યો હોય તો તે, પોતાનું કપટ ખુલ્લું થયું તેથી હવે મેસીનામાં રહી રાજાના ગુસ્સાના ભોગ થવા કરતાં નાશી જવામાં સારૂં છે એમ માની ડૉન જોન નાશી ગયો તેથી નીકળી ગયો.

હીરોને ખોટી બદનામ કરી હતી અને તેથી તે મરણ પામી એમ જાણતાંજ કલૉડીઓના મનમાં શોક પેદા થયો. પ્રથમથીજ હીરો ઉપર તેની અત્યંત પ્રીતિ હતી અને તેથી તેની મનોરમ્ય મૂર્તિ તેને હાલ સાંભરી આવી. રાજાએ તેને પૂછ્યું કે, આ સાંભળી તેને કટારી સરખો જખમ નથી લાગતો ! ત્યારે તેણે જવાબ આપ્યો કે, બોરાશીઓ બોલતો હતો ત્યારે જાણે મારી રગેરગમાં ઝેર વ્યાપી જતું હોય એવું મને થતું હતું. શોકાતુર કલૉડીઓએ તેની પુત્રીને ઇજા કરી હતી કહીને લીઓનેટોની વારંવાર ક્ષમા માગી અને પોતાની પ્રિય હીરોને તેણે જે અન્યાય કર્યો હતો તેના બદલામાં તે ગમે તેવી શિક્ષા કરે તે ખમવાને તે તૈયાર હતો, એમ તેણે વચન આપ્યું. હીરોની એક પીત્રાઇ બહેન, જે હીરો જેવી હતી અને તે તેની હવે પછીની વારસ હતી તેની સાથે બીજે દિને લગ્ન કરવાની લીઓનેટોએ શિક્ષા કરી. કલૉડીઓ બોલ્યો કે, મેં તમને વચન આપ્યું છે તેથી જે અજાણી સ્ત્રી સાથે મને પરણાવવા માગોછો તે આફ્રીકાની હબસણ હોય તો તે પણ મારે કબૂલ છે. પણ તેનું અંતઃકરણ દુઃખથી ભરાયલું હતું, તેથી આખી રાત તેણે હીરોને માટે બાંધેલા ગુંબજમાં પશ્ચાત્તાપથી અને રડીને કાઢી.

જ્યારે સવાર થઈ ત્યારે રાજા ક્લૉડીઓને લઇને દેવળમાં ગયો, ત્યાં તે ભલો ધર્મગુરૂ અને લીઓનેટો અને તેની ભત્રીજી આ બીજા લગ્ન કરવા માટે તૈયાર ઉભાં હતાં. લીઓનેટોએ ક્લૉડીઓને તેની થનાર પત્ની સાથે મેળવ્યો. ક્લૉડીઓ તેનું મોઢું જોઈ ન શકે તેથી કન્યાએ જાડો બુરખો પહેર્યો હતો. આ બુરખાવાળી સ્ત્રીને ક્લૉડીઓએ કહ્યું, " આ પવિત્ર ગુરૂમહારાજની સામે તમારો હાથ મને આપો. જો તમે મને પરણુવા ચહાતાં હો તો હું તમારો પતિ છું," તે અજાણી સ્ત્રીએ જવાબ આપ્યો, " જ્યારે હું જીવતી હતી ત્યારે તમારીજ પત્ની હતી." આમ કહી તેણે બુરખો કાઢી નાંખી પોતાનો ચહેરો ખુલ્લો કર્યો. તે કાંઈ લીઓનેટોની ભત્રીજી ન હતી, પણ તેની પુત્રી હીરો પોતેજ હતી. ક્લૉડીઓના આનંદનો પાર ન રહ્યો. આનંદથી તેણે પહેલાં તો આ બધું માન્યુંજ નહિ. રાજા પણ તેના જેટલોજ આશ્ચર્ય પામ્યો હતો. તે બોલી ઉઠયો, " આ કાંઇ હીરો નથી, હીરો તો મરણ પામી છે ! " લીઓનેટોએ જવાબ આપ્યો, "જ્યાં સુધી હીરોને માથે કલંક હતું ત્યાં સુધી તો તે મરવા તુલ્યજ હતી." સાધુબાવાએ લગ્નક્રિયા કર્યા પછી આ ભેદનો ખુલાસો કરવા કબૂલાત આપી. તે લગ્નક્રિયા શરૂ કરવા ગયો એટલામાં બેનીડીક વચ્ચે બોલી ઉઠ્યો કે, સાથે સાથે મારૂં અને બીટ્રીસનું લગ્ન પણ કરી દો. બીટ્રીસે આનાકાની કરવા માંડી, એટલે બેનીડીકે કહ્યું કે, હીરો તો એમ કહેતી હતી કે, તુંજ મારા ઉપર પ્યારમાં પડી છે. અહીં તેમના મનના ખુલાસા થયા. હવેજ તેમને માલમ પડયું કે, પ્રથમ તો તેમનામાં એક બીજા ઉપર જરા પણ પ્રેમ ન હતો, યુક્તિથી તેમ કરવામાં આવ્યું હતું. પણ હવે તે પ્યાર એવો તો બાઝયો કે, તેનો ખુલાસો થયો છતાં ઓછો ન થયો. ખોટી મશ્કરી કરવા માટે કરેલી યુક્તિનું પરિણામ તો સારૂંજ નીવડયું. દુનિયા તેમના લગ્ન સામે ગમે તે બોલે તોપણ પોતાનો વિચાર ફરનાર નથી એમ બેનીડીકે કહ્યું.

બેનીડીકે હસી, સમ ખાઇને કહ્યું કે, તને પરણવા માટે હું કાંઈ બેશી રહ્યો ન હતો, પણ મારા પ્રેમને માટે શોકાતુર થઈને તું મરવા તુલ્ય થઇ ગઈ હતી તેથી તારી દયા ખાઇને મેં પ્યાર જોડયો. બીટ્રીસ પાસે ઉત્તર તૈયારજ હતો. તે બોલી કે, મારે પણ તે સાથે કાંઈ લેવા દેવા નથી, પણ તમે મારા પ્યાર માટે બળોછો અને તમારૂં શરીર ઘસાઈ જાય છે એવું સાંભળ્યું ત્યારે તમારો જીવ બચાવવાની મતલબથી મેં તમારી ઉપર પ્યાર કર્યો. આ પ્રમાણે આ બે બટક બોલાંનું જોડું નક્કી થયું, અને હીરો સાથે ક્લૉડીઓનાં લગ્ન થઇ રહ્યા પછી તેમનો હથેવાળો મળ્યો. આ ઇતિહાસ પૂર્ણ થતાં એટલુંજ રહ્યું છે કે, પોતાની દુષ્ટ યુક્તિમાં ન ફાવી જતાં નાશી જનાર ડૉન જોન પાછો પકડાયો તેને મેસીનામાં તે વખતે લઈ આવ્યા; આ દુષ્ટ, અસંતોષી માણસને શિક્ષા પણ તેવીજ થઈ. મેસીનાના રાજ્ય મહેલમાં લગ્નની ધામધૂમની ઉજાણી તેણે નજરે જોઈ અને તેથી તે મનમાં બળી રહ્યો. આથી સરસ શિક્ષા બીજી કયી ?

# MEASURE FOR MEASURE.

# શેરને માથે સવાશેર.

વીએનામાં એક એવો ડ્યુક રાજ કરતો હતો કે, જે પોતાના દયાળુ દિલથી રૈયત કાયદાનું ઉલ્લંઘન કરતી તે સામે આંખ મીચી જતો. ત્યાં એક કાયદો ચાલતો હતો, પણ તેને તદન ભૂલી જવામાં આવ્યો હતો અને ડ્યુકે પોતાની આખી જીંદગીમાં તે કદી અમલમાં મૂકયો ન હતો. આ કાયદો પરસ્ત્રી સાથે સંબંધ રાખનારને મોતની શિક્ષા કરવાને લગતો હતો. આ કાયદાનો ડ્યુકની આંખ મીચામણીને લીધે અમલ થતો ન હતો, અને તેથી લગ્ન જેવી પવિત્ર વાતને લોકો ભૂલી ગયા હતા, અને તેથી જુવાન કુમારિકાનાં માબાપો પોતાની પુત્રીની નાફરમાનીની ફરિયાદો હમેશ ડ્યુકની પાસે કરતાં હતાં.

પોતાની રૈયતની આ વધતી જતી બદીથી ડ્યુક દિલગીર રહેતો. તેણે ધાર્યું કે, જો તે આ કાયદાનો સખત અમલ કરશે તો લોકો તેને જુલમી તરીકે ગણુશે. તેટલા માટે પોતાના રાજ્યની લગામ બીજાને સોંપી કેટલોક વખત તેણે ગુપ્ત રહેવા ઠરાવ કર્યો, અને નવા નીમાયલા રાજ્યાધિકારીને તે કાયદાનો સખત રીતે અમલ કરવા તેને હુકમ કરવો, આમ થવાથી તે કાયદો પાછો અમલમાં આવશે અને તેના પોતાના ઉપર બદનામી નહિ આવે.

પોતાના રાજની લગામ સોંપવા લાયક એન્જેલો નામનો એક માણસ તેને દેખાયો. તે સાધુ પુરૂષ જેવી જીંદગી ગુજારતો હતો. આ વાત તેણે પોતાના લૉર્ડ એસ્કેલસ નામના દરબારીને કહી, ત્યારે તેણે જવાબ આપ્યો, "જો કોઈ પણ માણસ એ જોખમની પદવી ભોગવવા લાયક હોય તો તે લૉર્ડ એન્જેલો છે." પોતાની બદલી તરીકે એન્જેલોને

ઠરાવીને ડ્યુક પોલાંડની મુસાફરી જવાનું બહાનું કાઢી ત્યાંથી ગયો. પણ ડ્યુકની તે મુસાફરી તો માત્ર દેખાડવાની હતી. તે સાધુનો વેશ લઇને પાછો વીએનામાં આવ્યો અને સાધુ દેખાતા એન્જેલોના કામ ઉપર ચોકસી રાખવા લાગ્યો.

એવું બન્યું કે, જે વખતે એન્જેલોએ પોતાની નવી પદવી લીધી તે વખતે ક્લૉડીઓ નામના જુવાન ગૃહસ્થે, એક જુવાન સ્ત્રીને સમજાવીને તેના બાપનું ઘર છોડાવ્યું. આ અપરાધને માટે નવા નેમાયલા હાકમે જે જુનો કાયદો ઘણાં વરસ થયાં અમલમાં આવ્યો ન હતો તે કાયદાની રૂયે ક્લૉડીઓને કેદ કરાવ્યો અને તેને ગરદન મારવાની શિક્ષા કરી. આ જુવાન ક્લૉડીઓને ક્ષમા આપવા માટે ઘણી તરફથી તેને અરજીઓ કરવામાં આવી અને ભલા વૃદ્ધ ઉમરાવ એસ્કેલસે પણ તેના કાલાવાલા કર્યા. તે બોલ્યો, "અફસોસ ! જે જુવાન માણસને માટે હું કાલાવાલા કરૂં છું તેનો બાપ માન પામેલો છે અને તેને માટેજ તેનો બચાવ કરવા હું અરજ કરૂં છું" પણ એન્જેલોએ જવાબ આપ્યો, "આપણે કાયદાનો ભંગ કરવો ન જોઇએ. સાહેબ, તે મરવો જોઇએ."

લુસીઓ નામનો ક્લૉડીઓનો એક મિત્ર તેને કેદખાનામાં મળવા આવ્યો તેને ક્લૉડીઓએ કહ્યું, "લુસીઓ, કૃપા કરીને મારૂં એક કામ કર. મારી બહેન ઇસાબેલાનો વિચાર આજ દિને સૅંટ કલેરના મઠમાં દાખલ થવાનો છે તેને જઇને તું મળ. મારી ભયંકર હાલતથી તેને વાકેફ કર. આ ક્રૂર દરબારી સાથે મિત્રાચારી કરવા તેના કાલાવાલા કર. તે પોતે એન્જેલોને મળવા જાય એવું તેને સમજાવ. મને એ ઉપર ઘણી આશા છે. કારણ કે તેના યુક્તિપૂર્વકના ભાષણથી તે તેને સમજાવશે."

ક્લૉડીઓની બહેન ઇસાબેલા તેના કહેવા પ્રમાણે તેજ દિને મઠમાં દાખલ થવા ગઇ હતી. તેનો વિચાર પહેલાં તો શરૂઆતની જોગણ તરીકે રહી પાછળથી બુરખો પહેરવાનો હતો. તે એક જોગણને મઠના ધારા વિષે પૂછતી હતી એટલામાં લુસીઓનો અવાજ તેમને

સંભળાયો. તે આ પવિત્ર મકાનમાં દાખલ થવા બોલ્યો, "આ મકાનમાં શાંતિ હોજો !" ઇસાબેલે પૂછ્યું, "આ કોણ બોલે છે?" જોગણે જવાબ આપ્યો, "કોઈ પુરૂષનો અવાજ જણાય છે. નમ્ર ઇસાબેલા, તું એની પાસે જઇને એ શું કહે છે તે પૂછ. તારાથી પૂછાશે, મારાથી પૂછાવાનું નથી. જ્યારે તું પણ બુરખો પહેરીશ ત્યારે તારી વડી જોગણોની હાજરી સિવાય કોઇ પણ પુરૂષ સાથે વાત કરી શકનાર નથી. તે વખતે જો તું બોલે તો તારે મોઢું દેખાડવું ન જોઈએ અને જો મોઢું દેખાડે તો બોલવું ન જોઇએ." ઇસાબેલે કહ્યું, "આ સિવાય તમે જોગણોને બીજા કાંઈ હકો નથી?" જોગણે જવાબ દીધો, "આટલા શું પુરતા નથી?" ઈસાબેલા બોલી, "હા, પુરા છે. હું કાંઈ બીજા વધારે હકોની આતુરતાથી પૂછતી નથી, પણ હું તો સેંટ કલેરના બીજા વધારે સખતપણા વિષે પૂછું છું." તેમણે ફરીથી લુસીઓનો અવાજ સાંભળ્યો. જોગણ બોલી, "જો એ ફરીથી બોલાવે છે. મહેરબાની કરી એને તું જવાબ આપી આવ." ઇસાબેલા લુસીઓ આગળ આવી. તેના નમનનો જવાબ આપીને તે બોલી, "શાંતિ! શાંતિ! કોણ બોલાવે છે?" પછી લુસીઓ માનથી તેની આગળ આવીને બોલ્યો, "બાઇ સાહેબ, તમારા ગાલ ઉપરના ગુલાબી રંગ ઉપરથી જણાય છે કે તમે ગૃહસ્થ સ્ત્રી છો! ઇસાબેલા નામની કમનસીબ કલૉડીઓની બહેન જે અહીં જોગણ થવાની છે તે ક્યાં છે તે મને કહેશો?" ઇસાબેલાએ કહ્યું, "તેનો કમનસીબ ભાઇ શા માટે? મને કહો જોઇએ. હુંજ તે ઇસાબેલા, તેની બહેન છું." તેણે જવાબ આપ્યો, "સુંદર અને નમ્ર બાઈ, તમારા ભાઇએ મને તમારી પાસે મોકલ્યો છે. તે કેદખાનામાં પડ્યો છે." ઇસાબેલાએ પૂછ્યું, "અરે આ શું! તે કેમ પકડાયો!" લુસીઓએ ઇસાબેલાને કહ્યું કે, કલૉડીઓ એક જુવાન સ્ત્રીને ફોસલાવીને તેના ઘરમાંથી કાઢી લાવ્યો તેથી તેને કેદ કરવામાં આવ્યો છે." તે બોલી, "મને ધાસ્તી લાગે છે કે તે મારી પીત્રણ બહેન જુલીઅટ હશે." જુલીઅટ અને ઇસાબેલા કાંઈ સગી ન હતી, પણ તે નિશાળમાં શીખતી હતી તે વખતે સહીઅરો હતી. તે મિત્રાચારી યાદ રાખવા માટે એક બીજીને પીત્ર-

જુના નામે બોલાવતી હતી અને જુલીઆટ કલૉડીઓને ચહાતી હતી એમ ઇસાબેલા જાણતી હતી તેથી તેને ધાસ્તી લાગી કે રખેને તેના પ્યારથી દોરાઈ જવાને લીધે આમ બન્યું હોય. લુસીઓ બોલ્યો, "તેજ આ તે છે." ઇસાબેલાએ કહ્યું, "ત્યારે મારો ભાઈ જુલીઆટ સાથે લગ્ન કરશે!" લુસીઓએ જવાબ આપ્યો કે, એ કામ તે ઘણી ખુશીથી કરે, પણ તેણે કરેલા આ અપરાધને માટે લૉર્ડ એન્જેલોએ તેને મોતની શિક્ષા ફરમાવી છે. તે બોલ્યો, "પણ તે એન્જેલોને તમારી મધુરી વાણીથી પીગળાવવાનું કામ તમારૂં છે. હું તો ફકત તમારા ભાઇનો સંદેશો લાવવાનું કામ કરી શકીશ." ઇસાબેલાએ કહ્યું, "અફસોસ! તેનું ભલું થાય એવી રીતના કાલાવાલા કરવા જેટલી વાક્ ચાતુરી મારામાં નથી! એન્જેલોને હું પીગળાવી શકીશ એ વિષે મને શક રહે છે." લુસીઓએ કહ્યું, "આવા શક ઘણી વખત નાપાયાદાર બને છે. મનમાં એવી ધાસ્તી આપણે રાખીએ છીએ તેથી ઘણી વખત ભલાં કામ આપણે કરી શકતાં નથી. લૉર્ડ એન્જેલો આગળ તમે જાઓ. જ્યારે કુમારિકાઓ રડે છે, કાલાવાલા કરે છે અને ઘુંટણીએ પડે છે ત્યારે માણસો પીગળી જાય છે." ઇસાબેલાએ કહ્યું, "મારાથી બનશે એટલું હું કરીશ. પણ હું અહીંની વડી જોગણને મારા કામ માટે જણાવીને પછી એન્જેલો આગળ જઇશ. મારા ભાઇને મારી વાત કહેજો અને બનશે તો મારી ફતેહ વિષે આજ રાતનાજ તેને વાકેફ કરીશ."

ઇસાબેલા તરત મહેલમાં ગઈ અને એન્જેલોની પાસે ઘુંટણીએ પડીને બોલી, "જો તમે નામદાર દયા કરીને મારૂં સાંભળશો તો મારા જેવી દિલગીર ફરિયાદી ઉપર ઉપકાર થશે." એન્જેલોએ કહ્યું, "તમારી શી ફરિયાદ છે!" આ ઉપરથી તેણે પોતાના ભાઇની જીંદગી બચાવવા માટે તેના ઘણા ઘણા કાલાવાલા કર્યા. પણ એન્જેલો બોલ્યો, "બાઈ, હવે ઉપાય રહ્યો નથી. તમારા ભાઇને શિક્ષા થઇ ચૂકી છે. તેને મરવુંજ પડશે." ઇસાબેલા બોલી ઉઠી, "અરે, વાજબી પણ સખત ન્યાય! ત્યારે તો મારે મારા ભાઈ-ઈશ્વર તમારૂં ભલું કરશે." આમ કહી તે જવાને તૈયાર થઈ. પણ લુસીઓ તેની સાથે આવ્યો હતો તેણે તેને કહ્યું,

"એમ નિરાશ ના થાઓ. તેની પાસે પાછાં ફરો. તેના કાલાવાલા કરો, ઘુંટણીએ પડો, તેનાં કપડાંને વળગી રહો. તમે તમારી જીભનો બરાબર ઉપયોગ કર્યો નથી, માટે તે કરો." ઈસાબેલાએ ફરીથી ઘુંટણીએ પડી દયા માટે તેના કાલાવાલા કર્યા. એન્જેલોએ કહ્યું, "એને શિક્ષા થઈ ચૂકી છે. હવે ઘણું મોડું થયું છે." ઈસાબેલા બોલી, "ઘણું મોડું! શા માટે, મારે થોડુંજ બોલવું છે, હું તે ફરીથી બોલું. મારા લૉર્ડ, એટલું તો ખાત્રીથી માનજો કે, મોટાઈ, રાજાનું તાજ, લશ્કરી સરદારની વિજયી તરવાર, અથવા તો ન્યાયાધીશનો ઝભો ( પદવી ) દયાના કરતાં અરધી પણ ભલાઈ કરી શકતું નથી." એન્જેલોએ કહ્યું, "મહેરબાની કરીને તમે અહીંથી જાઓ." તોપણ ઈસાબેલાએ કાલાવાલા કરવા ચાલુ રાખ્યા. તે બોલી, "જો મારો ભાઈ તમારે ઠેકાણે હોત અને તમે તેને ઠેકાણે હોત તો તમે પણ એમજ કરત; પણ તે આવો સખત ન થાત. ઇશ્વરે તમારી સત્તા મને આપી હોત અને તમને ઈસાબેલા બનાવી હોત તો સારૂં થાત. ત્યારે શું આમ થાત? ત્યારે હું તમને કહેત કે, ન્યાયાધીશ કેમ થવું અને કેદીની હાલત કેવી હોય." એન્જેલો બોલ્યો, "સુંદરી જરા શાંત થા! તમારા ભાઇને, મેં નહિ, પણ કાયદાએ શિક્ષા ફરમાવી છે. જો તે મારો સગો હોત, મારો ભાઈ હોત, કે મારો પુત્ર હોત તોપણ તે એવીજ શિક્ષા પામત. કાલે તે મરવો જોઇએ." ઈસાબેલા બોલી, "કાલેજ! અરે એ તો ઘણું ઓચીંતું કહેવાય! તેને બચાવો, બચાવો. તે મરવા માટે તૈયાર નથી. આપણી રાંધણી માટે આપણે મરઘા બટકાને પણ રૂતુ વગર મારી નાંખતાં નથી. ઇશ્વરના તરફથી મળેલી સત્તાનો આપણે સારોજ ઉપયોગ કરવો જોઇએ. ઠીક, ઠીક, મારા લૉર્ડ, જરાક તો કાંઈ વિચારો. જે અપરાધ મારા ભાઇએ કર્યો છે તે બીજા ઘણાઓએ કર્યો છે તોપણ તેમને તો મોતની શિક્ષા થઇજ નથી. એ શિક્ષા પ્રથમ તો તમેજ ફરમાવી છે અને તે સહન કરનાર પહેલો પણ તેજ છે. મારા લૉર્ડ, જરૂર તમારા અંતઃકરણને પૂછી જુઓ. છાતીએ હાથ મૂકી તમારા મનને પૂછો કે, મારા ભાઇએ જેવી ભૂલ કરી છે તેવી તેણે ભૂલ કરી છે કે નહિ! જો તમારૂં મન અપરાધી

જણાય તો મારા ભાઇની જીંદગી માટે તમે બરાબર વિચાર કરજો !" તે પહેલાં બોલી હતી તેના કરતાં તેના આ છેલ્લા શબ્દોથી એન્જેલો વધારે પીગળ્યો. ઇસાબેલાની સુંદરતા જોઈ તેના મનમાં પાપી હવશ પેદા થયો હતો. કલૌડીઓનો જેવો અપરાધ હતો તેવોજ વિષયનો વિચાર તેના મનમાં ઉપજવા લાગ્યો. આ પ્રમાણે ગુંચવાયલે વિચારે તે ઇસાબેલા આગળથી પાછો ફર્યો. પણ તેણે તેને પાછો બોલાવીને કહ્યું. "મારા લૉર્ડ, પાછા ફરો. સાંભળો, હું તમને કેવી રીતે લાંચ આપુંછું. મારા ભલા લૉર્ડ, પાછા ફરો." તેની લાંચ આપવાની વાત સાંભળી આશ્ચર્ય પામીને એન્જેલો બોલ્યો, "શું, તું મને લાંચ આપે છે !" ઇસાબેલાએ કહ્યું, "હું તમને એવી લાંચ આપવા માગુંછું કે જેથી ઇશ્વર પોતે પણ તમારી સાથે ભાગ પડાવવાની ઇચ્છા કરશે. સોનું હું નથી આપવા માગતી, તેમ કીમતી પથરાઓ જેની કીમત તેના પ્રકાશના પ્રમાણમાં વધઘટ થાય છે તે પણ નથી આપવા માગતી, પણ ખરી પ્રાર્થના જે સૂર્યોદય થવા પહેલાં ઈશ્વર પાસે પહોંચી જશે, તે આપીશ." એન્જેલોએ કહ્યું, "ઠીક છે, કાલ સવારના મારી પાસે આવજો." આ પ્રમાણે પોતાના ભાઇને જીવવા થોડો વખત મળ્યો જાણીને, અને બીજે દિને તે પોતાના બોલવાની તેના સખત હૈયા ઉપર અસર થઈ છે એમ જાણી તે આનંદી અંતઃકરણે ત્યાંથી પાછી ફરી. તે જતાં જતાં બોલી, "ઇશ્વર તમારૂં માન સલામત રાખો ! ઇશ્વર તમારૂં માન સલામત રાખો !" એન્જેલોએ આ સાંભળ્યું એટલે તે મનમાં બોલ્યો, "આમીન, હું તારાથી અને તારા ફાંદાથી બચીશ." પછી પોતાના બુરા વિચારોથી ડરીને તે બોલ્યો, "અરે આ શું ! શું હું તેને ચાહુંછું કે તેની વાત ફરીથી સાંભળવા મેં તેને બોલાવી છે ! તેની આંખોથી શું હું અંજાઇ ગયો છું ! શું માણસ જાતનો કટ્ટો શત્રુ ( સેતાન ) પોતાની જાળ બીછાવી મને સપડાવવા માગે છે ! એક વિષયી સ્ત્રી મને કદી પણ લલચાવી શકતી નથી, પણ સદ્‌ગુણી સ્ત્રીએ મને તદ્દન વશ કર્યો છે. આવા વિષયમાં લોકોને આનંદ પામતા જોઇ, આજ દિન સુધી હું પણ તેમની ઉપર હસતો–આશ્ચર્ય પામતો હતો."

જે કેદીને તેણે સખત શિક્ષા કરી હતી તેના કરતાં એન્જેલો પોતાના આવા પાપી વિચારોથી વધારે દુઃખી થનો હતો. કારણ કે કેદખાનામાં કલૉડીઓની તે ભલા ડયુકે મુલાકાત લીધી હતી અને પોતાના સાધુના પોશાકમાં તે જુવાન માણસને સ્વર્ગની વાટ બતાવી હતી અને પશ્ચાત્તાપ અને શાંતિના શબ્દોથી તેણે ભાષણ આપ્યું હતું. પણ એન્જેલોને અનિશ્ચિત પાપી વિચારો થયા કર્યા. એક વખત તે ઇસાબેલાને નિર્દોષતા અને સદ્દગુણને રસ્તેથી લલચાવવા વિચાર કરતો, અને બીજી વખત પોતાના કરવા ધારેલા આવા પાપી કામથી પશ્ચાત્તાપ કરવા અને ડરવા યત્ન કરતો. પણ આખરે તેના પાપી વિચારોએ તેની ઉપર જીત મેળવી અને તે કે જે થોડા વખત પહેલાંજ લાંચને નામે ચમકયો હતો તેણે આ વખતે આ કુમારિકાના ભાઈની જીંદગી બચાવવાની આશાએ તેને લલચાવવા ઠરાવ કર્યો.

સવારના જ્યારે ઈસાબેલા આવી ત્યારે એન્જેલોએ તેને એકલીનેજ પોતાની પાસે આવવા હુકમ કર્યો. જ્યારે તે ત્યાં આવી ત્યારે તેણે તેને પોતાના મનની વાત કહેતાં કહ્યું, "કારણ કે ઇસાબેલા, હું તને ચહાઉંછું" ઇસાબેલા બોલી, "મારો ભાઈ પણ એવીજ રીતે જુલીઅટને ચહાય છે અને તોપણ તમે કહોછો કે, તે તેને માટે મરશે." એન્જેલો બોલ્યો, "જુલીઅટ જેમ પોતાના બાપનું ઘર મૂકીને કલૉડીઓ પાસે રાતના વખતે ગઇ તેમ જો તું પણ છૂપી રીતે મારી પાસે આવીશ તો તારો ભાઈ કલૉડીઓ જીવતો રહેશે." આ શબ્દો સાંભળીને ઇસાબેલા આશ્ચર્ય પામી. જે અપરાધને માટે પોતાના ભાઇને શિક્ષા કરવામાં આવી હતી તેજ અપરાધ તે કરતો હતો એમ જાણી તે બોલી, "મારા ગરીબ ભાઇનો તેમજ મારો સ્વાર્થ પણ હું સમજું છું. એટલે કે, જો મને મોતની શિક્ષા થઈ હોય, મને ચાબુકથી માર પડતો હોય, હું મરવા પડી હોઉ તોપણ, મારૂં પતિવ્રતાપણું હું છોડવાની નથી." પછી તેણે કહ્યું કે, હું આશા રાખુંછું કે, આ શબ્દો તમે મશ્કરીમાં કહ્યા છે. પણ તેણે જવાબ આપ્યો, "હું આબરૂના સોગન ખાઇને કહું છું કે, આ શબ્દો ખરેખર મેં ખરા દિલથીજ કહ્યા છે." તેના આબરૂના શબ્દોથી ઇસા-

બેલા મનમાં ગુસ્સે થઇ ગઈ. તે બોલી " હા હા ! આબરૂની કીમત તો સારી કરોછો ! એન્જેલો, હું તને આખા શહેરમાં જાહેર કરીશ. અહીં જો ! મારા ભાઇને માટે માફી પત્ર લખી આપ, નહિ તો આ વાત હું આખા શહેરને જાહેર કરીશ." એન્જેલોએ કહ્યું, " ઇસાબેલા, તારૂં માનશે કોણ ? મારૂં નિષ્કલંક નામ—મારી સાધુ જેવી જીંદગી એ મારી તરફેણમાં છે. તેં મૂકેલો અપરાધ કોઇ માનનાર નથી. તારા ભાઇને બચાવવો હોય તો મારી મરજીને તાબે થા, નહિ તો કાલ સવારના તારા ભાઇનો જીવ જશે. તું તારે ગમે તેમ બોલજે, તારા સાચા બોલવા કરતાં મારા જુઠાનું વજન વધારે પડશે. કાલ મને જવાબ આપજે."

પોતાનો ભાઈ જ્યાં કેદખાનામાં કેદ હતો ત્યાં જતાં ઇસાબેલા બોલી, " હું કોની પાસે ફરિયાદ કરૂં ! આ વાત હું કહું તો તે કોણ માનશે ! " જ્યારે તે ત્યાં ગઇ તે વખતે તેનો ભાઈ સાધુનો વેશ ધારણ કરેલા ડયુકની સાથે ધર્મ સંબંધી વાત કરતો હતો. વળી ડયુકે જુલીઅટની પણ મુલાકાત લીધી હતી અને આ બે અપરાધી આશક માશુકની તેમના અપરાધના ખરાપણા વિષે આંખો ખોલી હતી. અને કમનસીબ જુલીઅટે આંખોમાં આંસુ લાવી તથા ખરો પસ્તાવો કરીને કહ્યું હતું કે, ક્લૉડીઓ કરતાં તેનો પોતાનો અપરાધ વધારે હતો.

ક્લૉડીઓ જે ઓરડામાં કેદ હતો ત્યાં દાખલ થતાં ઇસાબેલા બોલી " અહીં શાંતિ રહો, ભલી સોબતની ભલાઈ ! " છૂપો વેશ પહેરેલા ડયુકે કહ્યું, " કોણ છે ! અંદર આવો. તમે ભલે આવ્યાં." ઈસાબેલાએ કહ્યું, " મારે ક્લૉડીઓ સાથે બે શબ્દ બોલવા છે." ડયુક તેમને એકલાં મૂકીને બહાર નીકળ્યો અને ત્યાંના રખેવાળ દારોગાને કહ્યું કે, મને એવી જગાએ રાખ કે જ્યાંથી બધી વાત સંભળાય.

ક્લૉડીઓએ પૂછ્યું, " કેમ બહેન, તું શી ખબર લાવી છે ! " ઇસાબેલાએ જ્યારે તેને બીજે દિને મરવા માટે તૈયાર થવા કહ્યું ત્યારે ક્લૉડીઓ બોલ્યો, " ત્યારે કાંઇ ઇલાજ નથી ! " ઇસાબેલાએ જવાબ આપ્યો, " હા, ભાઇ, એક ઉપાય છે ખરો; પણ તે તું કબૂલ કરનાર

નથી. તેનાથી તારૂં માન જતું રહેશે." ક્લૉડીઓએ કહ્યું, "પણ હું જાણું તો ખરો." તેની બહેને જવાબ આપ્યો, "અરે, પણ મને તારી બીક લાગે છે, ક્લૉડીઓ! અને તું જીવવા ઇચ્છા કરે એવી મને ધાસ્તી છે. તું મરવા હીમત કરશે? મરવાનું બહુ અઘરૂં છે. એક રાક્ષસ જેટલી લાંબી જીંદગી ગુજારીએ તોપણ મરવા મન ન થાય." ક્લૉડીઓએ કહ્યું, "પણ તું આમ શા માટે કહે છે? શું હું ફૂલથી ડરૂં છું? અરે જો હું મરૂં તો અંધકારને મારી પરણેતર તરીકે ગણી તેને મારા હાથ ઉપર ઉંચકી લઉં." ઇસાબેલા બોલી, "હવે મારો ભાઈ ખરો, જો સાંભળ, મારા બાપની ઘોરમાંથી અવાજ થાય છે. હા, તારે મરવુંજ પડશે તોપણ, ક્લૉડીઓ, તને કાંઈ વિચાર આવે છે? આ બહારથી સાધુ જણાતા સૂબા સાહેબ, હું જો તેમના વિષયાંધપણાને તાબે થાઉં તો તને જીવતો રાખવા કબૂલ થાય છે. પણ અરે, તે જો મારી જીંદગી માગે તો તારે માટે આપવા હું તૈયાર છું!" ક્લૉડીઓ બોલ્યો, "ઇસાબેલા, ઉપકાર થયો." ઇસાબેલાએ કહ્યું, "કાલે મરવા માટે તૈયાર થજે." ક્લૉડીઓ બોલ્યો, "મોત ભયંકર ચીજ છે." તેની બહેને જવાબ આપ્યો, "અને કલંકિત જીંદગી ભારરૂપ છે." પણ મરણના વિચારે ક્લૉડીઓના દૃઢ નિશ્ચય ઉપર અસર કરી, મરવાની તેને ધાસ્તી લાગી, તે બોલી ઉઠ્યા, "વહાલી બહેન, મને જીવવા દે! એક ભાઇની જીંદગી બચાવવા તું જે પાપ કરીશ, તે કુદરતી રીતે સદ્‌ગુણ તરીકે ગણાશે." ઇસાબેલા બોલી, "અરે બેવિશ્વાસુ હીચકારા! અરે, બેઆબરૂ કંગાલ! તારી બહેનની લાજે તું તારી જીંદગી બચાવવા માગે છે! અરે શરમ, શરમ, શરમ! મારા ભાઈ, હું તો એમ ધારતી હતી કે, તને વીસ માથાં હોય અને તે બધાં ખોઈ દેવાં પડે તો તારી બહેનની લાજને માટે તે પણ તું આપવા તૈયાર થાય." ક્લૉડીઓએ કહ્યું, "નહિ, જરા મારૂં સાંભળી લે, ઇસાબેલા." પોતાની નબળાઇના બચાવમાં પોતાની સદ્‌ગુણી બહેનને તેણે કાંઇ કહ્યું હોત, પણ એટલામાં ડ્યુકના ત્યાં આવવાથી તે અટકી પડ્યો. ડ્યુક બોલ્યો, "ક્લૉડીઓ, તારી બહેનને આડે રસ્તે લઇ જવાનો એન્જેલોનો વિચારજ નથી. તે તો તેના સદ્‌ગુણની માત્ર પરીક્ષાજ લેતો હતો. તારી બહેન સદ્‌ગુણની મૂર્તિ છે તેથી તેણે તેને

ના પાડી, તેથી તે આનંદ પામ્યો છે. તને તે ક્ષમા કરી શકે એવી જરા પણ આશા નથી. તેટલા માટે પ્રાર્થના કરવામાં તારો વખત ગાળ અને મરવા માટે તૈયાર થા." પછી ક્લૉડીઓએ પોતાના મનની નબળાઇનો પશ્ચાત્તાપ કરીને કહ્યું, "મારી બહેનની મને ક્ષમા માગવા દો! હું જીંદગીથી ધરાઈ ગયો છું, મરવાને હું તૈયાર છું." પોતાની ભૂલથી લાજીને અને શરમાઈને ક્લૉડીઓ પોતાના કેદખાનાની ઓરડીમાં પાછો ફર્યો.

ડ્યુક હવે ઈસાબેલા સાથે એકલો પડ્યો. તે તેને સદ્‌ગુણી રહેવા ભલામણ કરીને બોલ્યો, "જે હાથે તમને સુંદર બનાવ્યાં છે, તેણે તમને ભલાં પણ બનાવ્યાં છે." ઈસાબેલા બોલી, "અરે! આપણો ભલો ડ્યુક આ એન્જેલોથી કેવો ઠગાયો છે! જ્યારે તે પાછો ફરશે ત્યારે તેને મળીને આનું ભોપાળું હું ખુલ્લું કરીશ." ઈસાબેલા જાણતી ન હતી કે, જે બાબતની ધમકી તે આપતી હતી તે બાબત તો તેને પોતાનેજ જણાવતી હતી. ડ્યુકે જવાબ આપ્યો, "એથી કાંઈ વધારે થઈ શકવાનું નથી. વળી એન્જેલો પોતાના ઉપરનો આરોપ ખોટો પાડી શકશે. માટે મારી સલાહ પ્રમાણે ચાલતાં ફાયદો થશે. મારૂં કહેવું એવું છે કે, તેથી એક ગરીબ સ્ત્રીને વાજબી રીતે ફાયદો મળશે, તમારો ભાઈ આ સખત કાયદાની ચુંગાળમાંથી છૂટશે, તમારી આબરૂને કલંક લાગનાર નથી અને જ્યારે ડ્યુક પાછો ફરશે અને આ બાબત વિષે સાંભળશે ત્યારે તે પણ અતિ પ્રસન્ન થશે." ઈસાબેલાએ કહ્યું કે, જો એ કામ ખોટું ન હોય તો તે કરવાને તે તૈયાર હતી. ડ્યુકે કહ્યું, "સદ્‌ગુણથી બહાદુરી આવે છે, કદી ધાસ્તી લાગતી નથી." પછી તેણે તેને પૂછ્યું કે, ફ્રેડરીક નામનો એક બહાદુર સીપાઈ જે ડુબી મૂઓ હતો તેની મેરીઆના નામની બહેન વિષે તેણે કદી સાંભળ્યું હતું કે નહિ! ઈસાબેલાએ જવાબ આપ્યો, "હા, મેં આ સ્ત્રી વિષે સાંભળ્યું છે. તેણે પોતાના નામને કોઈ પણ રીતનું કલંક લાગવા દીધું નથી." ડ્યુક બોલ્યો, "આ બાઈ એન્જેલોની પત્ની છે. પણ જે વહાણ સાથે તેનો ભાઈ ડુબી મૂઓ તે વહાણમાંજ તેના લગનની પહેરામણી હતી. જેથી એ બાઇને કેટલું

દુઃખ થયું હશે તેનો તમેજ વિચાર કરો ! કારણ કે, એક તરફ વહાલો ભાઇ ગુમાઈ ગયો અને બીજી તરફ પોતાના પ્યારા પતિ, તે આ સારા જણાતા એન્જેલોનો પ્યાર તેની ઉપરથી ઉતરી ગયો. તેણે તેનું કાંઈ ખોટું આચરણ શોધી કાઢયું છે એવું બહાનું કાઢયું ( પણ ખરૂં કારણ તો તેની તરફથી પોતાને મળનાર પૈસા જતા રહ્યા તે હતું.) અને તેને તજી દીધી. આવા પ્રકારનો અન્યાય કરીને તેણે પોતાનો પ્રેમ તેની ઉપરથી ઉતારી નાંખ્યો, પણ મેરીઆના હજી સુધી તેને આગલાજ પ્રેમથી ચહાય છે." ડયુકે પછી વધારે ખુલાસાથી પોતાની યુક્તિ તેને કહી સંભળાવી. તે એવી હતી કે, ઇસાબેલાએ એન્જેલો આગળ જઇ તેણે તેની પાસે રાતના આવવાની વાત કબૂલ કરવી. આ યુક્તિથી તે પોતે તેના ભાઇ વિષે ક્ષમા મેળવી શકશે. તેને બદલે મેરીઆના જશે અને રાતના અંધારામાં તે કોણ છે તે ઓળખાવાની નથી. તે વેષધારી ડયુક બોલ્યો, "ગૃહસ્થની પુત્રી, તારે આ કામમાં જરા પણ ડરવું નહિ. એન્જેલો તેનો પતિ છે અને આ પ્રમાણે તેમની જોડી સાંધવામાં પાપ નથી." તેણે બતાવેલી યુક્તિ ઇસાબેલાને પસંદ પડી, તે પોતાને કહ્યા પ્રમાણેનો અમલ કરવા ગઇ. ડયુક મેરીઆનાને સમજાવવા ગયો. પ્રથમ પણ તે પોતાના કરેલા સાધુના વેશમાં મેરીઆનાને મળ્યો, તેની પાસેથી તેના દુઃખનો વૃત્તાંત જાણી લઇ, તેને દીલાસો આપ્યો હતો; અને હાલ તેને સાધુ તરીકે જાણી તેની શીખામણ પ્રમાણે વર્તવા તે કબૂલ થઈ.

એન્જેલો સાથે વાત કર્યા પછી ઈસાબેલા મેરીઆનાને ત્યાં પાછી ફરી. ત્યાં ડયુકે તેને મળવા કહ્યું હતું. તે બોલ્યો, "આપણે ઠીક અને વખતસરજ મળ્યાં છીએ. આ ભલા સૂબા સાહેબ તરફના કેવા સમાચાર છે !" જેવી રીતે એન્જેલોની સાથે ઇસાબેલાએ ઠરાવ કર્યો હતો તે કહી સંભળાવ્યો. તે બોલી, "એન્જેલોના બાગની આસપાસ ઈંટની ભીંત છે. તેની પશ્ચિમ બાજુએ એક દરવાજો છે." અને પછી એન્જેલોએ જે બે કુંચી તેને આપી હતી તે ડયુક અને મેરીઆનાને તેણે દેખાડી. પછી તે બોલી, "આ મોટી કુંચીથી આગલો દરવાજો ઉઘડે છે

ત્યાં મેં તેને અંધારામાં મળવા કબૂલાત આપી છે અને મારા ભાઇનો જીવ બચાવવા વચન લીધું છે. તે જગા મેં ધ્યાનપૂર્વક જોઈ લીધી છે અને તેણે પોતે પોતાના પાપી વિચારોથી તે ઠેકાણે બે વખત ફરીને મને તે પૂર્ણ રીતે બતાવી છે." ડયુકે પૂછ્યું, "આથી વધારે કાંઇ મેરીઆના માટે જાણવા લાયક છે ?" ઇસાબેલાએ જવાબ આપ્યો, "કાંઈ પણ નહિ. માત્ર અંધારૂં થતાં ત્યાં જવાનું છે. વળી મેં કહ્યું છે કે, હું ત્યાં વધારે વખત રોકાઈ શકનાર નથી. તેનું કારણ મેં તેને એવું જણાવ્યું છે કે, મારી સાથે એક નોકર આવશે અને તે નોકર 'હું મારા ભાઇને કામે આવી છું' એમ સમજતો હશે." ડયુકે તેની ચતુરાઇ માટે તેનાં વખાણ કર્યાં; પછી તે મેરીઆના તરફ ફરીને બોલી, "એન્જેલો સાથે તમારે વધારે વાત કરવી નહિ. જ્યારે તેનાથી છુટાં પડો ત્યારે ધીમે સાદે માત્ર આટલુંજ કહેજો કે, 'મારા ભાઇને યાદ રાખજો !' આથી વધારે બોલવું નહિ."

તેજ રાતના મેરીઆનાને, પોતાના ભાઇની જીંદગી બચી અને પોતાની આબરૂ બચવાથી આનંદ પામેલી ઇસાબેલા લઈ ગઇ. પણ તેના ભાઇની જીંદગી સલામત રહેશે કે નહિ તે વિષે ડયુકની ખાત્રી ન હતી, તેથી તે તેજ રાતના ફરીથી કેદખાનામાં ગયો. તે ત્યાં ગયો તેથી ફાયદોજ થયો, નહિ તો કલૅાડીઓને તેજ રાતના ગરદન મારવામાં આવત. કારણ કે ડયુક કેદખાનામાં પહોંચ્યો તે પછી થોડીવારે તે ઘાતકી સુબા તરફથી કેદખાનામાં હુકમ આવ્યો કે, કલૅાડીઓને ગરદન મારીને તેનું માથું સવારના પાંચ વાગ્યામાં તેના મહેલમાં મોકલી આપવું. પણ ડયુકે દારોગાને સમજાવી કલૅાડ ઓને જીવતો રખાવ્યો અને તેના બદલામાં તેજ દિને કેદખાનામાં મરણ પામેલા એક માણસનું માથું કાપી એન્જેલો પાસે મોકલવા તેને કહ્યું. દારોગો તેને સાધુ તરીકે જાણતો હતો. ડયુકે પોતાની પાસેથી ડયુકની સહી સાખવાળો એક પત્ર બતાવ્યો અને તેથી ખાત્રી થઇ કે, આ સાધુ બાવાને ડયુકે પોતાની કાંઇ છૂપી મતલબ માટે મોકલાવ્યો હશે અને તેના કહેવા પ્રમાણે કલૅાડીઓને તેણે જીવતો રાખ્યો. પછી તે બીજા માણસનું માથું કાપી એન્જેલો પાસે લઈ ગયો.

પછી ડ્યુકે એન્જેલોને પોતાના નામે પત્ર લખ્યો, તેમાં જણાવ્યું કે, કાંઇક કારણસર તે મુસાફરીથી પાછો ફર્યો છે અને આવતી કાલે તે શહેરમાં પાછો ફરશે. આ વખતે એન્જેલોએ તેને શહેરના દરવાજામાંજ મળવું અને પોતાની સૂબા તરીકેની પદવી મૂકી દેવી; અને તે સાથે તેણે વળી એવો હુકમ મોકલ્યો કે, આખા શહેરમાં ઢંઢેરો પીટાવી જાહેર કરવું કે, ડ્યુકની ગેરહાજરીમાં કોઇને બરાબર ન્યાય મળ્યો ન હોય તો તેણે તે બાબતની અરજી ડ્યુકને રસ્તામાં આપવી.

સવારના પહોરમાં ઇસાબેલા જ્યારે કેદખાનામાં આવી ત્યારે પોતાની છૂપી મતલબ પાર પાડવા માટે ડ્યુકે તેને કહ્યું કે, કલૉડીઓને રાતના ગરદન મારવામાં આવ્યો છે. જ્યારે ઇસાબેલાએ પૂછ્યું કે, એન્જેલોએ મારા ભાઇને માટે માફીપત્ર મોકલ્યું હતું કે નહિ ત્યારે ડ્યુકે કહ્યું "એન્જેલોએ પોતેજ કલૉડીઓને આ દુનિયામાંથી દૂર કર્યો છે. તેનું માથું કાપી નાંખીને તે સૂબાને ત્યાં મોકલવામાં આવ્યું છે" અતિશય દુઃખી થઇને તે બહેને બૂમ પાડી, "અરે દુઃખી કલૉડીઓ, કંગાલ ઇસાબેલા, ઠગારી દુનિયા, પાપીમાં પાપી એન્જેલો !" વેશધારી સાધુ બાવાએ તેને દીલાસો આપ્યો અને જ્યારે તે થોડીક શાંત થઈ ત્યારે તેણે, ડ્યુક થોડા વખતમાંજ પાછો ફરનાર છે એવી તેને ખબર આપી. અને એન્જેલોના સામી કેવી રીતે તેની પાસે ફરિયાદ કરવી તે પણ તેને શીખવ્યું. જે કાંઈ બન્યું છે તેથી ન ડરવા માટે તેણે ઇસાબેલાને કહ્યું. પછી તે ત્યાંથી નીકળીને મેરીઆના આગળ ગયો, અને તેણે પણ કેવી રીતે વર્તવું તે વિષે સલાહ આપી.

તે પછી ડ્યુકે સાધુ બાવાનો પોશાક ઉતારી નાંખીને પોતાનો વેશ પહેર્યો અને પોતાની રૈયતના આનંદના ઉદ્‌ગારો વચ્ચે તે શહેરમાં દાખલ થયો. ત્યાં તેને એન્જેલો મળ્યો. તેણે તેની સત્તા તેને પાછી સોંપી દીધી. ત્યાં ઇસાબેલા અરજદાર તરીકે આવી પહોંચી. તે બોલી, "અરે રાજવંશી ડ્યુક સાહેબ, મને ન્યાય આપો ! કલૉડીઓ નામના એક જુવાનને ઘાતકી રીતે મારી નાંખવાની સજા થઈ હતી તેની હું બહેન છું. મારા ભાઇને ક્ષમા અપાવવા માટે મેં એન્જેલોને અરજી કરી. મેં કેટલા કાલાવાલા કર્યા અને કેવી રીતે હું તેને પગે પડી, અને તેણે મને કેવી

ધીક્કારી કાઢી તથા કેવો જવાબ આપ્યો તે વિષે અહીં લંબાણ કરવું નકામું છે. એનો જે નીચ રીતે છેડો આવ્યો તે કહેતાં મને દિલગીરી અને શરમ ઉપજે છે. મને કલંકિત કર્યા વગર મારા ભાઇની જીંદગી બચાવવાની એન્જેલોએ ના પાડી. ઘણીવાર વિચાર કરતાં મારા પતિવ્રત કરતાં મારા ભાઇની ઉપરનો પ્રેમ મારી ઉપર ફાવ્યો. હું તેને વશ થઇ પણ બીજે દીને પ્રભાતમાંજ તેણે પોતાનું વચન ફેરવી નાંખ્યું. મારા ભાઇને મારી નાંખવા તેણે હુકમ મોકલ્યો." ડયુક આ વાત ન માનતો હોય એવો દેખાયો અને એન્જેલોએ જવાબ આપ્યો કે, ન્યાયની રીતે એના ભાઇને શીક્ષા થઈ તેથી તેના પ્યારથી એનું માથું ફરી ગયું છે. હવે બીજી ફરિયાદી આવી. તે મેરીઆના હતી. મેરીઆના બોલી, "અમીરી મહારાજા, આકાશમાંથી જેમ પ્રકાશ આવે છે, તેમ સાચું બોલતાં અક્કલ આવે છે, અને સદ્‌ગુણથી સચ્ચાઇ આવે છે. હું આ માણસની પરણેતર છું. મારા ભલા લૉર્ડ, આ ઇસાબેલા જુઠું બોલે છે. તે કહે છે તે રાતના એન્જેલો પાસે હતી, પણ તે તદ્દન ખોટું છે, કારણ કે તે રાતના તો આખી રાત સુધી બાગમાં એન્જેલો મારી પાસેજ હતો. જો હું આ સાચું બોલતી હોઉં તો જીવતી રહું અને જો જુઠું બોલતી હોઉ તો અહીંજ મરી જાઉં." ડયુકે પોતાના છુપા વેશમાં સાધુબાવા લુડોવીક નામ ધારણ કર્યું હતું તેથી ઇસાબેલાએ પોતાની વાતની સચ્ચાઈ તરીકે તેને પૂછી જોવા જણાવ્યું. ઇસાબેલા અને મેરીઆના બેઉ જણીઓને જેવી રીતે બોલવા શીખવ્યું હતું તેવી રીતે બોલી હતી. ડયુકનો વિચાર આખા વીએના શહેરમાં ખુલ્લા ચોગાનમાં જાહેર રીતે ઈસાબેલાને નિષ્કલંક જાહેર કરવાનો હતો. પણ તેઓ એકબીજાથી જુદી જુદી રીતનું બોલતી હતી તેનું અંદરનું કારણ જાણ્યા વગર એન્જેલોની ખાત્રી થઈ કે, તેની સામેની ફરિયાદ તે જુઠી પાડી શકશે. તે નિર્દોષતાનો દેખાવ કરીને બોલ્યો, "હમણાં સૂધી તો હું આ બધું હસી કાઢતો હતો. પણ મારા ભલા લૉર્ડ, હવે મારી ધીરજ રહીનથી. મને જણાય છે કે, આ ગરીબ બાપડી સ્ત્રીઓને કોઈ મોટા માણસે શીખવીને એક હથિયાર તરીકે ઉભી રાખી છે. મારા મહેરબાન, આ બધાની શરૂઆત શોધી કાઢવા મને રજા

આપો." ડયુકે કહ્યું. "ઘણી ખુશીની સાથે, અને વળી તમારી મરજી પડે એટલી તેમને સજા પણ કરજો. લૉર્ડ એસ્કેલસ, તમે પણ લોર્ડ એન્જેલો સાથે બેસજો, અને આ નિંદા કરનારને શોધી કાઢવા મદદ કરજો. તે સાધુ કે જેણે એમને શીખવી છે તેને અહીં બોલાવી, તે જો એમને શીખવનાર છે એવી ખાત્રી થાય તો પછી તેને શિક્ષા કરજો. હું થોડીવાર સુધી તમને છોડી જઈશ. પણ જ્યા સુધી આ વિષે કાંઇ ઠરાવ ન કરો ત્યાં સુધી અહીંથી ખસતા ના." એન્જેલોને પોતાનાજ કજીઆમાં પોતાનેજ ન્યાયાધીશ નીમાયાથી આનંદ પામતો જોઇ ડયુક ત્યાંથી જતો રહ્યો. પણ ડયુક ત્યાંથી માત્ર થોડી પળજ ગેરહાજર રહ્યો. તેણે પોતાનો રાજવંશી પોશાક છોડી દઈ સાધુ બાવાનો ઝબો પહેર્યો; અને આ પ્રમાણે છૂપા વેશમાં એન્જેલો અને એસ્કેલસ આગળ હાજર થયો. અને ભલો લૉર્ડ એસ્કેલસ, એન્જેલોને ખોટી રીતે બદનામ થયેલો ધારતો હતો તે આ વેશધારી સાધુબાવાને જોઇને બોલ્યો, "અહીં આવો, સાધુબાવા, આ બે જણીઓને લૉર્ડ એન્જેલો સામે ફરિયાદ કરવા શીખવીને તમે મોકલી છે?" તેણે જવાબ આપ્યો, "ડયુક કયાં છે! મારૂં બોલવું તે સાંભળશે." એસ્કેલસે કહ્યું, "હાલ ડયુકને બદલે અમે છીએ. અમને કહો, સાચું બોલો." સાધુબાવા બોલ્યો, "હું હીમતથીજ બોલીશ." પછી તેણે ડયુકની ઉપર ટપકો મૂકયો કે, જેની સામે ફરિયાદી થઇ હતી તેનાજ હાથમાં ઇસાબેલાનો ન્યાય મૂકયો હતો, અને તે પછી પોતે જેટલી વાતો છૂપા વેશમાં જાણી હતી તે બધી કહી સંભળાવી. તેણે કહ્યું કે, "મેં ઘણી બાબતો વીએનામાં જોઇ છે. પણ તે રાજ્ય સામે બોલે છે તેથી તે પીડામાં આવી પડશે એવી ધમકી આપી અને ડયુકની ચાલની નિંદા કરવા માટે તેને પકડીને કેદખાને લઈ જવા હુકમ કર્યો. તે વખતે હાજર રહેલા બધાની આશ્ચર્યતા અને એન્જેલોના અતિશય ગભરાટ વચ્ચે તે વેશધારી સાધુએ પોતાનો ઝબો કાઢી નાંખ્યો, એટલે બધાએ તેને ડયુક તરીકે ઓળખ્યો.

ડયુકે પહેલાં ઈસાબેલાને બોલાવી. તેણે કહ્યું, "ઈસાબેલા, અહીં આવ. તારો સાધુ હાલ તારો રાજા છે. મારા કપડા સાથે મેં મારૂં અંતઃકરણ બદલ્યું નથી. હું હજી પણ તારા કામ પાછળ મંડ્યો

રહીશ." ઇસાબેલા બોલી, " અરે, મેં તમારી રૈયત છતાં તમને અજાણુ-પણે મહેનતમાં ઉતાર્યા હતા તેની મને ક્ષમા કરો. " પણ ડયુકે કહ્યું કે, ક્ષમા તો મારે તારી માગવી જોઇએ, કારણ કે તારા ભાઇનું મરણ મેં અટકાવ્યું નહિ–એટલે તે હજી પણ તેની ભલાઇની પરીક્ષા લેવા ચહાતો હતો. એન્જેલોએ જોયું કે, ડયુક તેના બદકામથી જાણીતો હતો. તે બોલ્યો, " અરે મારા લૉર્ડ, મારા દેખીતા અપરાધ કરતાં પણ મારા વધારે અપરાધો હશે. આપ નામદારે મારાં કામો છૂપી રીતે તપાસ્યાં છે ત્યારે હું કાંઇ છૂપાવતો નથી. મારી તપાસ લંબાણથી ચલાવવાને બદલે મારો અપરાધ હું પોતેજ કબૂલ કરૂં છું ભલા મહારાજા, મને તરત શીક્ષા અને મોત આપો. " ડયુકે જવાબ આપ્યો, એન્જેલો તારો અપ-રાધ મોટો છે. જે ઠેકાણે કલૉડીઓ મરણ પામ્યો તેજ ઠેકાણે તને મારી નાંખવા હું હુકમ કરૂં છું. ચાલો, એને જલદીથી અહીંથી લઇ જાઓ અને મેરીઆના, તને વિધવા બનાવી એના હાથમાંથી છોડાવીએ છીએ અને તને બીજો સારો પતિ મેળવી આપીશું." મેરીઆના બોલી, " મારા લૉર્ડ, મને બીજો પણ જોઇતો નથી, તેમ એનાથી સારો પણ જોઇતો નથી. " આમ કહી તે ધુંટણીએ પડી, જેમ ઇસાબેલાએ કલૉડીઓની જીંદગી બચાવવા માટે કાલાવાલા કર્યા હતા, તેમ તેણે પોતાના નિમક-હરામ ભરથાર એન્જેલોની જીંદગી બચાવવાના કાલાવાલા કર્યા: અને તેણે કહ્યું, " મારા નમ્ર રાજા, મારા ભલા લૉર્ડ ! મીઠ્ઠી ઇસાબેલા, મને મદદ કર ! તારાં ધુંટણુ મને ધીર. મારી આખી જીંદગી સૂધી તારી આ સેવાનો બદલો હું ભૂલીશ નહિ, મારી જીંદગી તને ધીરીશ ! " ડયુકે કહ્યું " તારાથી એને એમ કહેવાયજ નહિ. જો ઇસાબેલા દયા માગવા માટે ધુંટણીએ પડશે તો તો એના ભાઇનો ભૂત અહીં આવીને એને ઉંચકી જશે. તોપણ મેરીઆના બોલી, " ઇસાબેલા, મધુરી ઇસાબેલા, મારી બાજુએ આવી ધુંટણીએ પડ, તારા હાથ જોડી રાખજે, કાંઇ બોલતી ના ! બધું હું બોલીશ. કહે છે કે સૌથી સારા માણસો પણ ઘણી વખતે નઠારા બને છે અને તેથી તેની આખી જીંદગી સુધીની સારી માણસાઇ જરા જેટલી નઠારી વર્તણુકથી ઢંકાઇ જાય છે. મારા પતિનું પણ એમજ થયું છે. ઇસાબેલા

મારે માટે તું ધુંટણીએ નહિ પડે !" પછી ડયુકે કહ્યું, "એ તો કલૉડીઓ માટે મરે છે." પણ તેની ઈસાબેલા, ભલી અને લાયકીવાળી ઈસાબેલા તેની સામે ધુંટણીએ પડી ત્યારે તે બહુજ આનંદ પામ્યો. તે બોલી "ભલા મહારાજા, જાણે મારો ભાઈ જીવતો હોય એવી રીતે આ શીક્ષા પામેલા માણસ તરફ જુઓ, મેં એના કાલાવાલા કર્યાં ત્યારે તેની ઉપર એણે તો ધ્યાન આપ્યું ન હતું, છતાં એને જીવવા દો ! મારા ભાઇને યથા ન્યાય શીક્ષા મળી છે, તેણે જે કર્યું તેને માટે તે મરણ પામ્યો છે."

પોતાની આ ઉદ્દાર અંતઃકરણની અરજદાર, પોતાના શત્રુ માટે જે અરજી કરતી હતી તેનો વાજબી રીતે જવાબ આપવા માટે ડયુકે સંશયમાં કેદખાને પડેલા કલૉડીઓને તેડાવી મંગાવીને, જે ભાઇ માટે તે શોક કરતી હતી તે તેને માટે ભેટ આપી, તેણે ઇસાબેલાને કહ્યું, "ઈસાબેલા તારો હાથ મને આપ. તારે માટે તારા ભાઇને હું ક્ષમા કરૂં છું. તું મારી થશે અને એ મારો ભાઈ થઇ રહેશે." પોતે સલામત હતો એમ લૉર્ડ એન્જેલોએ આ વખત જાણ્યું. તેની આંખો થોડીક ચમકતી જોઇ ડયુક બોલ્યો, "ઠીક ત્યારે એન્જેલો, તારી પત્નીને ચહાવાની યાદ રાખજે. એણેજ તારે માટે ક્ષમા મેળવી છે. મેરીઆના, ખુશી થા ! એન્જેલો, એને ચહાજે ! મેં એનો એકરાર સાંભળ્યો છે અને તેથી એ સદ્‌ગુણી છે એવું હું જાણું છું." પોતાને જ્યારે સત્તા હતી ત્યારે તેનું અંતઃકરણ કેટલું સખત હતું અને દયા કેવી મધુરી છે તે વિષે એન્જેલો હવે શીખ્યો.

કલૉડીઓને જુલીઅટ સાથે પરણવા ડયુકે કહ્યું અને ઇસાબેલા, જેના સદ્‌ગુણો અને અમીરી ચાલથી તેનું રાજવંશી દીલ જીતાયું હતું તેને પોતાની સાથે વરવાની માગણી કરી. ઇસાબેલાએ જોગણ તરીકે બુરખો પહેર્યો ન હતો તેથી તે પરણવા માટે બંધનમાં ન હતી. અને સાધુ જેવા સાદા પોશાકમાં ડયુકે તેનું જે કાંઈ કામ કરી આપ્યું હતું તેથી તેની ઉપકારી થઇને ઇસાબેલાએ તેની માગણી કબૂલ કરી. જ્યારે તે વીએનાની ડચેસ થઈ ત્યારે આ સદ્‌ગુણી ઇસાબેલાનો ઉત્તમ દાખલો પકડીને, સુધરેલા કલૉડીઓની પસ્તાવો કરતી પત્ની જુલીઅટના જેવી ભૂલ કરવી ત્યાંની સ્ત્રીઓએ મૂકી દીધી અને દયાળુ દીલના તે ડયુકે પોતાની વહાલી ઇસાબેલા સાથે સૌથી સુખી ભરથાર અને રાજકર્ત્તા તરીકે લાંબા વખત સૂધી રાજ ચલાવ્યું.

---

# CYMBELINE. સીંબેલાઇન.

રોમના શહેનશાહ **ઑગસ્ટસ સીઝરના** વખતમાં ઈંગ્લાંડ ( જેને તે વખતે બ્રીટન કહેતા હતા ) માં **સીંબેલાઈન** નામનો રાજા રાજ કરતો હતો.

**સીંબેલાઈનની** પહેલી સ્ત્રી ત્રણ નાનાં બાળકો (બે પુત્રો અને એક પુત્રી) મૂકીને મરણ પામી હતી. **આઇમોજેન** નામની સૌથી વડી પુત્રીને તેના બાપની દરબારમાંજ ઉછેરવામાં આવતી હતી. પણ એક અજાયબ જેવા સંયોગથી તેના બે બાળક પુત્રો દાયાના હાથમાંથી કોઈ ચોરી ગયું હતું, તે વખતે તેનો વડો પુત્ર ત્રણ વરસનો અને બીજો તો તદ્દન દુધમલ બાળક હતો અને **સીંબેલાઇન**, તેનું શું થયું અથવા તેમને કોણ ચોરી ગયુ, તે વિષે કાંઈ પણ ખબર મેળવી ન શકયો.

**સીંબેલાઇન** બે વખત પરણ્યો હતો. તેની આ બીજી પત્ની દુષ્ટ, લુચ્ચી સ્ત્રી અને **સીંબેલાઇનની** પહેલી સ્ત્રીની પુત્રી **આઇમોજેનની** ઘાતકી ઓરમાન માતા હતી.

રાણી જો કે **આઇમોજેનને** ધિક્કારતી હતી તોપણ પોતાના આગલા પતિનો પુત્ર ( કારણ કે તે પોતે પણ બીજીવાર પરણી હતી. ) તેની સાથે પરણે તો તે ખુશી હતી. આમ કરવામાં તેની એવી મતલબ હતી કે, **સીંબેલાઈનના** મરણ પછી બ્રીટનનું રાજ તેના પુત્ર **કલોટનને** મળે; કારણ કે રાજાના પુત્રો તો ખોવાઇ ગયા હતા અને તેથી **આઇ-મોજેન** સિવાય બીજું કોઈ રાજનું વારસ ન હતું. પણ તેના વિચારોથી ઉલટી રીતે **આઇમોજેને** વર્તન કર્યું. તે પોતાના બાપ અથવા રાણીની રજા વગર પરણી ગઇ.

**આઇમોજેનના** પતિનું નામ **પોસ્થુમસ** હતું. તે તે વખતનો સૌથી મોટો વિદ્વાન હતો. **સીંબેલાઇનના** તરફથી લડાઇઓમાં લડતાં તેનો બાપ મરણ પામ્યો હતો અને તેની મા તેની દિલગીરીમાં તેને નાની ઉમરનો મૂકી મરણ પામી હતી.

સીંબેલાઇને તેની નાવારસ હાલતથી દયા આણીને પોસ્થુમસ (આ નામ પણ તેણેજ આપ્યું હતું કારણ કે તે તેના બાપના મરણ પછી થોડે મહિને જન્મ્યો હતો) ને પોતાની સંભાળમાં લીધો હતો અને પોતાની દરબારમાં તેને કેળવણી આપી હતી.

આઇમોજેન અને પોસ્થુમસ બેઉ જણાં એકજ મહેતાજીઓની પાસે ભણ્યાં હતાં, અને નાનપણની રમતમાં સોબત પણ તેમને એક બીજાનીજ હતી. તેઓ બાળકો હતાં તે વખતથીજ તેમનામાં એક બીજા ઉપર પ્યાર બંધાયો હતો અને મોટી ઉમર થતાં તે પ્યારે વધારે ધાડું રૂપ લીધું હતું, અને આખરે મોટાં થતાં તેઓ પરણ્યાં હતાં.

નાઉમેદ થયેલી રાણીના જાણવામાં આ ભેદ આવી ગયો, કારણ કે તેણે પોતાની ઓરમાન પુત્રીની હીલચાલ તપાસવા માટે જાસુસો રાખ્યા હતા; અને તે પછી તેણે આઇમોજેન અને પોસ્થુમસના લગ્નથી રાજાને વાકેફ કર્યો.

પોતાની પુત્રી પોતાની મોટી પદવી ભૂલી જઇને પોતાની એક રૈયત સાથે પરણી એમ જ્યારે સીંબેલાઇનના સાંભળવામાં આવ્યું ત્યારે તેના ક્રોધનો પાર ન રહ્યો. તેણે પોસ્થુમસને બ્રીટન તજી જવા હુકમ કર્યો, અને તેને પોતાનો સ્વદેશ છોડી જવાની ફરજ પાડી.

આઇમોજેન જે પોતાનો પતિ ગુમાવી દેવાથી દિલગીર થતી હતી તેની જાણે પોતે દયા ખાતી હોય એવો દેખાવ કરી રાણીએ, પોસ્થુમસ જેણે પોતાની દેશનિકાલ હાલતમાં રોમ શહેરમાં જઈ રહેવા ઠરાવ કર્યો હતો તે ત્યાં જવા નીકળે તે પહેલાં, તેની સાથે આઇમોજેનની છૂપી રીતે મુલાકાત કરવા દરખાસ્ત કરી. આ બહારથી દેખાડેલા માયાળુપણાનો તેણે બીજી રીતે બદલો લેવા વિચાર ધાર્યો હતો. પોતાના પુત્ર કલોટનને તેથી આગળ ચાલતાં લાભ થાય એવું હતું. કારણ કે, જ્યારે આઇમોજેનનો પતિ જતો રહે ત્યારે તેનાં લગ્ન રાજાની રજા વગર થયાં હતાં તેથી તે કાયદાસરનાં ન હતાં એવું સમજાવવા રાણીએ ધાર્યું હતું.

આઇમોજેન અને પોસ્થુમસે એક બીજાની અતિશય પ્યારથી રજા લીધી. આઇમોજેને પોતાની માતા તરફથી મળેલી એક હીરાની વીંટી પોતાના પતિને આપી અને પોસ્થુમસે તેનાથી કદી પણ છૂટા ન પડવા વચન આપ્યું; અને તેણે પોતાની પત્નીના હાથના પહોંચા ઉપર એક પહોંચી પહેરાવીને તેની પ્યારની નિશાની દાખલ તેની અતિશય સંભાળ લેવા તેને જણાવ્યું. એક બીજાને પ્યાર અને વફાદારીથી વળગી રહેવાનાં સેંકડો વચનો આપી તેઓ છૂટાં પડ્યાં.

આઇમોજેન એક એકાંતવાસી અને તજી દીધેલી સ્ત્રી તરીકે પોતાના બાપની દરબારમાં રહી અને પોસ્થુમસ પોતાની દેશનિકાલ હાલતમાં જે ઠેકાણે રોમમાં રહેવા તેણે વિચાર રાખ્યો હતો ત્યાં આવ્યો.

પોસ્થુમસને રોમ શહેરમાં જુદા જુદા દેશના આનંદી જુવાનો સાથે ઓળખાણ થઈ, તેઓ સ્ત્રી વિષે છૂટથી પોતાના વિચારો જણાવતા હતા. દરેક જણ પોતાના દેશની સ્ત્રીઓ અને પોતાની રાખેલીઓની સ્તુતિ કરતો હતો. પોસ્થુમસ જે પોતાની સ્ત્રીને ભૂલી ગયો ન હતો તે પોતાની સુંદર પત્ની આઇમોજેન, આ દુનિયામાં સદ્‌ગુણી, ડાહી અને દૃઢ વિચારની હતી, એમ કહેતો.

આ જુવાનીઆ માંહેલો યાચીમો નામનો ગૃહસ્થ પોતાના રોમ શહેરની સ્ત્રી કરતાં બ્રીટનની સ્ત્રી સરસ છે એવી વાત સહન કરી ન શક્યો, તેથી પોસ્થુમસના મનમાં પોતાની સદ્‌ગુણી પત્ની વિષે વહેમ ઉત્પન્ન કરવા લાગ્યો. અને આખરે પોસ્થુમસે યાચીમોને કહ્યું કે, તે (યાચીમો) પોતે બ્રીટન જઈ પરણેલી આઇમોજેનનો પ્યાર મેળવવા યુક્તિ કરે. પછી તેઓએ સરત કરી કે, જો યાચીમો પોતાની બદનિષ્ટામાં પાર ન પડે તો એક મોટી રકમ તે હારી જાય; પણ જો તે આઇમોજેનનો પ્યાર મેળવવા ભાગ્યશાળી થાય, અને પોસ્થુમસે પોતાના પ્રેમની નિશાની દાખલ જે પહોંચી તેને આપી છે તે મેળવવા શક્તિવાન થાય તો તે સરતના બદલામાં આઇમોજેને પોતાના પતિથી છૂટી પડતી વખતે તેને જે કીમતી વીંટી આપી હતી તે તેને આપી દેવી.

પોસ્થુમસને પોતાની આઇમોજેનની વફાદારી વિષે એટલો બધો ભરોસો હતો કે, પોતેજ તે સરત જીતશે એવી તેની ખાત્રી હતી.

યાચીમો બ્રીટન આવ્યો, ત્યાં તેને પોતાના પતિના મિત્ર તરીકે આઇમોજેને સારો આવકાર આપ્યો. પણ જ્યારે તે તેની તરફ પ્યાર દેખાડવા લાગ્યો ત્યારે તેણે તેનો તિરસ્કાર કર્યો અને તેથી તેને માલમ પડયું કે, પોતાની પાપી નિષ્ઠામાં ફાવવું એ સહેલ કામ ન હતું.

પોતે કરેલી સરત જીતવા માટે પોસ્થુમસની ઉપર ફાવવા માટે યાચીમોએ હવે યુક્તિ કરી; આ કામ માટે યાચીમોએ આઇમોજેનની દાસીઓને લાંચ આપી પોતાના પક્ષમાં લીધી. તેમની મદદથી તે તેના સૂવાના ઓરડામાં જવા પામ્યો અને આઇમોજેન આવીને ઉંઘી ગઈ ત્યાં સુધી એક પેટીમાં સંતાઈ રહ્યો; પછી પેટીમાંથી બહાર નીકળી ધ્યાનપૂર્વક તે ઓરડો તપાસીને અંદરની ચીજોની ટીપ કરી લીધી; આઇમોજેનની ગરદન ઉપર એક લાખું હતું તે પણ જોઈ લીધું અને પોસ્થુમસે આપેલી પહોંચી જે તેણે હાથે પહેરી હતી તે પણ ધીમેથી ઉતારી લીધી, પછી પોતાની સંતાવાની જગાએ જઇને પાછો ભરાયો. બીજે દિને તે આનંદી દીલે રોમ તરફ ચાલ્યો અને આઇમોજેને પોતાની પહોંચી તેને આપી અને એક રાત પોતાના ઓરડામાં રાખ્યો હતો એવી પોસ્થુમસ આગળ તેણે બડાઈ મારી. યાચીમોએ આવી રીતે પોતાની બનાવટી વાત કહી સંભળાવી; તે બોલ્યો, "તેના ઓરડાના પરદા રેશમના રૂપેરી ભરેલા છે, અને મગરૂર કલીઓપેટ્રા પોતાના ઍન્ટનીને મળી તે વખતનો દેખાવ ચીતરેલો હતો."

પોસ્થુમસે કહ્યું, "એ તો ખરૂં, પણ આ બાબત તેં તો જોયા વગર ફકત કાનેજ સાંભળી હશે."

યાચીમોએ કહ્યું, "ઓરડાની દક્ષિણ બાજુએ ધુમાડીઉ છે; અને તેની ઉપરનો ચીતાર બહુજ સરસ છે. આવો દેખાવ મેં કયાંય પણ જોયો નથી."

પોસ્થુમસે કહ્યું, " આ બાબત પણ તેં કદાચ સાંભળી હશે, કારણ કે તે ઘણાજણા જાણે છે. "

યાચીમોએ તેના ઓરડાની છતનું વર્ણન બારીકીથી કરીને કહ્યું, " વળી બે બાજુ રૂપાનાં બે કામદેવનાં પુતળાં એક પગે ઉભેલાં છે. " પોતાની પાસેની પહોંચી કાઢીને, " સાહેબ, તમે આ ઘરેણું ઓળખોછો ! તે તેણે મને આપ્યું. પોતાના હાથ ઉપરથી ઉતારીને આપ્યું. તેણે મને એ સુંદર ભેટ આપતાં કહ્યું કે, મને એ એક વખત ભેટ મળ્યું હતું. " છેલ્લે સરવાળે તેણે તેની ગરદન ઉપરના લાખાનું વર્ણન કર્યું.

પોસ્થુમસ આ બધી બનાવટી વાતો દિલગીર દીલે સાંભળતો તે હવે આઇમોજેન સામે પોતાના દીલનો ઉભરો કાઢવા લાગ્યો અને જો યાચીમો તે પહોંચી મેળવવા પામે તો પોતે તેની હીરાની વીંટી આપવા કબૂલ થયો હતો તે વીંટી તેને આપી દીધી.

પીસાનીઓ નામનો બ્રીટનનો એક ગૃહસ્થ, જે એક વખતે આઇમોજેનનો નોકર હતો અને લાંબો વખત થયાં પોસ્થુમસનો વિશ્વાસુ મિત્ર થયો હતો તેને પોસ્થુમસે પત્ર લખ્યો અને પોતાની પત્નીની બેઇમાની વિષે તેમાં જણાવીને લખ્યું કે, પીસાનીઓ વેલ્સના મીલ્ફર્ડ હેવન નામના બંદરમાં આઇમોજેનને સમજાવીને લઈ જઇને મારી નાંખે. તેજ વખતે તેણે આઇમોજેનને એક ઠગાઇભરેલો પત્ર લખ્યો, તેમાં જણાવ્યું કે, તેને મળવાને તે એટલો તો અધીરો થયો હતો કે, પોતાને બ્રીટનમાં દેખાતાં મોતની સજા થાય એવું હતું છતાં, તે તેને મળવાને ત્યાં આવશે, માટે તેણે પીસાનીઓ સાથે ત્યાં જવું. તે ભલા સ્વભાવની સ્ત્રી હતી. તેને કોઈ પણ રીતનો વહેમ ન હતો. પોતાના જીવ કરતાં પણ પોતાના પતિને તે વધારે ચહાતી હતી તેથી જે વખતે તેને પત્ર મળ્યો તેજ વખતે પીસાનીઓ સાથે ત્યાં જવા નીકળી.

જ્યારે તેઓને પોતાને ધારેલે ઠેકાણે પહોંચવા વખત આવ્યો ત્યારે પીસાનીઓ જે પોસ્થુમસનો વિશ્વાસુ હતો પણ તેના પાપી કામમાં વિશ્વાસુ થવા ખુશી ન હતો તેણે આઇમોજેનને પોતાને મળેલા ઘાતકી હુકમથી વાકેફ કરી.

આઇમોજેન, પોતાના પ્યારા પતિને મળવાને બદલે પોતાના મોતનો હુકમ તે આપી ચૂકયો છે, એવું સાંભળતાં અતિશય દિલગીર થઈ. પીસાનીઓએ તેને શાંત કરી અને પોસ્થુમસને પોતાના અન્યાય માટે પશ્ચાત્તાપ થાય ત્યાં સુધી ધીરજ ધરવા સમજાવી. આવી દુઃખી હાલતે પોતાના બાપની દરબારમાં તેણુ પાછાં ફરવા ના પાડી તેથી પીસાનીઓએ મુસાફરી વખતે વધારે સલામતી જળવાય માટે તેને છોકરાનો પોશાક પહેરવા ભલામણુ કરી. આ વાત તેને પસંદ પડી, અને તેથી તે વેશ પહેરીને તેણે રોમ જવા ઠરાવ કર્યો અને જે ભરથારે પોતાની તરફ આવી ઘાતકી ચાલ ચલાવી હતી તે છતાં તે જેને ચહાતી હતી તેને જોવા વિચાર રાખ્યો.

પીસાનીઓ તેને જોઇતી ચીજો પુરી પાડીને દરબારમાં પાછો ફર્યો; પણુ તે તેનાથી છૂટો પડે તે પહેલાં કોઈ પણુ દરદ ઉપર અકસીર નીવડે એવી દવાની શીશી જે રાણીએ તેને આપી હતી તે શીશી તેને આપતો ગયો. પીસાનીઓ આઇમોજેન અને પોસ્થુમસનો મિત્ર હતો તેથી રાણી તેને ધિક્કારતી હતી, તેથી આ શીશી જેમાં ઝેર છે એમ તે ધારતી હતી તે તેને આપી હતી. આ ઝેર જનાવર ઉપર અજમાવવું છે એમ કહીને તેણુ રાજવૈદ પાસેથી મેળવ્યું હતું. પણુ વૈદ તેનું દુષ્ટ મન જાણુતો હતો તેથી તેને ખરૂં ઝેર આપવાને બદલે એક એવી દવા આપી કે, થોડીક પીવામાં આવ્યાથી માણુસ થોડા કલાક સુધી મોત જેવી શાંત ઉંઘમાં પડે. પીસાનીઓ આ દવાને અકસીર દવા તરીકે જાણુતો હતો તેથી રસ્તામાં જરૂર પડે તો પીવાની તેને ભલામણુ કરીને આપતો ગયો. તેનાથી છૂટા પડતી વખતે તે સહીસલામત પોતાની ધારેલી મુસાફરીએ પહોંચે એવા આશીર્વાદ આપતો ગયો.

ઇશ્વરની ઇચ્છાથી આઇમોજેનના ચોરાયલા ભાઈઓ જ્યાં રહેતા હતા ત્યાં તે આવી પહોંચી. બીલારીઅસ નામનો સીંબેલાઇનની દરબારનો એક અમીર તેમને ચોરી ગયો હતો. આ અમીર ઉપર રાજદ્રોહનો અપરાધ મૂકીને દરબારમાંથી કાઢી મૂકયો હતો. આનું વેર લેવા માટે

-સીંબેલાઈનના બે પુત્રોને ચોરી લાવીને અહીં જંગલની ગુફામાં તે રહ્યો હતો. વેરને લીધે તે તેમને ચોરી લાવ્યો હતો, પણ તે તેના પોતાનાજ પુત્રો હોય એવી તેમની ઉપર તેને માયા બાઝી. તેમને તેણે ઉંચી કેળવણી આપી અને જુવાની આવતાં તેઓનું રાજવંશી લોહી ઉછાળા મારવા લાગ્યું. તેઓ બહાદુર બન્યા. શિકાર કરતાં તેઓ કંટાળ્યા ત્યારે પોતે જેને બાપ ધારતા હતા તેના પોતાને લડાઈમાં મોકલવા તેઓ કાલાવાલા કરવા લાગ્યા.

જે ગુફામાં આ જુવાનો રહેતા હતા ત્યાં ભોગજોગે આઈમોજેન આવી પહોંચી. મીલ્ફર્ડ હેવન ( જ્યાંથી તેનો વિચાર રોમ શહેર તરફ જવાનો હતો ) આવતાં તે જંગલમાં રસ્તો ભુલી ગઈ; અને ખોરાક ન મળવાથી તે મરવાતુલ્ય થઇ ગઈ. તેણે પુરુષનો પોશાક પહેર્યો હતો છતાં નાજુક અબલા અને તે પણ વળી સુખમાં ઉછરેલી તેનાથી પુરુષના જેટલો થાક કયાંથી સહન થઈ શકે ? આ ગુફા જોઈ તેમાં કોઈ હશે તો તેની પાસેથી ખોરાક મેળવીશ એવી આશાએ તે અંદર દાખલ થઈ. પણ તે ખાલીજ હતી. ત્યાં શોધતાં ખોરાક મળ્યો. તેને અતિશય ભૂખ લાગી હતી તેથી કોઈના તેડાની વાટ જોવા વગર તે ખાવા બેશી ગઈ. તે મન સાથે બોલવા લાગી, “ અરે ! પુરૂષની જીંદગી કેટલી કંટાળા ભરેલી છે ? હું કેવી થાકી ગઇ છું ! આખી બે રાત તો મારે ભોંય ઉપરજ સુવું પડયું. છે. જો મેં થોડીક હીમત રાખી ન હોત તો હું આજારી પડી ગઇ હોત. જ્યારે મને પીસાનીઓએ પેલી ટેકરી ઉપરથી મીલ્ફર્ડ હેવન બતાવ્યું ત્યારે તે કેટલું પાસે જણાતું હતું ! ” પછી પોતાનો પતિ અને તેનો ક્રૂર હુકમ યાદ આવતાં તે બોલી, “ મારા વહાલા પોસ્થુમસ, તમે ડગારા નીવડ્યા. ”

આઇમોજેનના બે ભાઇઓ જેઓ પોતાના માની લીધેલા બાપ બીલારીઅસ સાથે શિકાર કરવા ગયા હતા તેઓ આ વખતે ગુફા તરફ પાછા ફર્યા. બેલારીઅસે તેમનાં પૉલીડોર અને કાડવાલ નામ પાડયાં હતાં પણ એ સિવાય તેઓ બીજું કાંઈ પણ જાણતા ન હતા. તેઓ તેનેજ પોતાનો બાપ સમજતા હતા. પણ રાજકુમારોનાં ખરાં નામો તો ગુઇડેરીઅસ અને આર્વીરેગસ હતાં.

**બીલારીઅસ** ગુફામાં પહેલો દાખલ થયો અને **આઇમોજેનને** ખાતાં જોઈ તે બોલ્યો, "જો આ ખાતો ન હોત તો હું એને કોઈ આકાશવાસી જાણત." બેઉ જુવાનોએ પૂછ્યું, "સાહેબ, શું છે!" **બીલારીઅસ** બોલ્યો, "આપણી ગુફામાં કોઈ આકાશી ફરેસતો આવ્યો છે, નહિ તો આ દુનિયાનો ફરેસતો તો હશેજ." **આઇમોજેન** છોકરાના પોશાકમાં અતિ સુંદર જણાતી હતી.

અવાજ સાંભળીને તે ગુફામાંથી બહાર આવીને આ પ્રમાણે બોલી, "ભલા સાહેબો, મને ઈજા કરશો નહિ. ગુફામાં દાખલ થતાં પહેલાં મેં ખાવાનું માગવા અથવા ખરીદ કરવા વિચાર કર્યો હતો. સોનું જમીન ઉપર પડેલું મેં દીઠું હતું, છતાં મેં કાંઈ ચોર્યું નથી. તેમજ ચોરવાની ઇચ્છા પણ ન હતી. મેં જે કાંઈ ખાધું છે તેના પૈસા આ રહ્યા. મને જરૂર વખત મદદ મળી તેના બદલામાં આ પૈસા હું ટેબલ ઉપર મૂકી જાત." તેઓએ તેના પૈસા લેવા ચોખ્ખી ના પાડી. બીકણ **આઇમોજેન** બોલી, "મને લાગે છે કે, તમે મારી ઉપર ગુસ્સે થયા છો, પણ સાહેબો, મેં કાંઈ અપરાધ કર્યો નથી છતાં મેં કર્યો છે એવું ધારતા હો તો મને મારી નાંખશો નહિ."

**બીલારીઅસે** પૂછ્યું, "તમે ક્યાં જાઓછો? તમારૂં નામ શું?"

**આઇમોજેને** જવાબ આપ્યો, "મારૂં નામ ફાઇડેલી છે. મારો એક સગો ઈટાલીમાં છે. તે **મીલ્ફર્ડ હેવનમાં** આવનાર છે. તેને મળવા જતાં મને રસ્તામાં ભૂખ લાગી, અને તેથી મારે હાથે આ અપરાધ થયો."

વૃદ્ધ **બીલારીઅસ** બોલ્યો, "સુંદર જુવાન ડરતો ના. આ જંગલમાં અમે રહ્યા છીએ તેથી અમને જંગલી ન ધારતો. તું અહીં ભલે આવ્યો. રાત પડવા આવી છે. તું અહીંથી જાય તે પહેલાં તારે આનંદ પામીને જવું. તું ભલે અહીં ખાજે પીજે. છોકરાઓ, એને આવકાર આપો."

તેના ભાઇઓ, તે નમ્ર દીલના જુવાનીઆઓએ તેને ઘણા માયાના શબ્દો કહી ભાઈ તરીકે બોલાવ્યો. પછી તેઓ ગુફામાં દાખલ થયા અને ત્યાં ખાવાનું કરવામાં આઇમોજેને તેમને મદદ આપી. તે વખતના રીવાજ પ્રમાણે ઉંચ ખાનદાનની સ્ત્રીઓ રસોઇનો હુનર જાણતી ન હતી તેથી આઇમોજેન તેમને વધારે મદદ તો આપી ન શકી. પણ ભાજીપાલો અને કંદમૂળ સમારી આપવામાં ઠીક કામ લાગી. તે વખતે તે ગાવા લાગી. પૉલીડોરે પોતાના ભાઇને કહ્યું, " અરે એ કેવું ફરેસતાના જેવું ગાય છે !"

ફ્રાઇડેલી હસી, તેમાં દુ:ખ, દિલગીરી અને ધીરજની છાપ પડી હતી તે એ બેઉ ભાઇઓના દીઠામાં આવી. તેના ઉત્તમ ગુણોને લીધે ( અથવા તેઓ અતલગના સગા હતા તેથી ) આઇમોજેન ( અથવા તેને તેના ભાઇઓ કહેતા હતા તેમ ફ્રાઇડેલી ) ઉપર તેમનો પ્યાર બાઝયો, તેમ તેમની ઉપર તેનો પણ પ્યાર થયો અને જો તેને પોતાના વહાલા પોસ્થુમસ વિષે વિચાર આવતો ન હોત તો તે આ જંગલની ગુફામાં તેમની સાથે રહી પોતાનો વખત પણ જ્યાં સુધી તેનો થાક ઉતરી જાય અને મીલ્ફર્ડ હેવન સુધી ચાલવાને તે શક્તિવાન થાય ત્યાં સુધી ત્યાંજ રહેવા તે કબૂલ થઈ. જ્યારે તેમનો ખોરાક થઈ રહ્યો અને તેઓ શિકારે જવા તૈયાર થયા ત્યારે ફ્રાઇડેલી આજારી હતી તેથી તેમની સાથે ન ગઈ. પોતાના પતિની ઘાતકી ચાલથી તે અતિ દિલગીર હતી અને જંગલમાં રખડવાથી તેને થાક ચડયો હતો તેથી તે માંદી પડી હતી. તેઓ તેની રજા લઇને શિકારે ગયા અને આખો વખત ફ્રાઇડેલીની ઉત્તમ ચાલની સ્તુતિ તેમણે કર્યા કીધી.

આઇમોજેન એકલી પડી એટલે તેને પીસાનીઓએ આપેલી શીશી યાદ આવી, તે કાઢીને તે પી ગઈ અને તુરત મોત જેવી ઉંઘમાં પડી. જ્યારે બીલારીઅસ અને તેના બે ભાઇઓ શિકાર કરીને પાછા ફર્યા, ત્યારે પૉલીડોર ગુફામાં પ્રથમ દાખલ થયો, અને તેને ઉંઘી ગયેલી જાણી પોતાના મોટા જોડા ઉતારી નાંખી ધીમેથી અંદર ગયો કે, તે જાગી ન ઉઠે. આ જંગલવાણી રાજકુંવરોમાં આવી રીતની ખરી ગૃહ-

સ્થાઈ હતી. પણ જ્યારે તેણે જોયું કે કાંઈ પણ અવાજથી તે જાગતી નથી ત્યારે તેને મૂવેલી ધારી, પૉલીડોર તેના મરણ ઉપર એક ભાઈના પ્યારથી શોક કરવા લાગ્યો. બીલારીઅસે તેને ત્યાંથી જંગલમાં લઈ જઈ તે વખતના રીવાજ પ્રમાણે ગાયનથી તેની છેલ્લી ક્રિયા કરવા કહ્યું.

આઇમોજેનના બે ભાઈઓ તેને ધીમેથી ઉંચકીને એક છાયાવાળી જગા ઉપર લઈ ગયા, અને ત્યાં ધીમેથી નીચે મૂકી; અને તેના ઉડી ગયેલા આત્માને શાંતિ મળે તેવી પ્રાર્થનાનું ગીત ગંભીર સ્વરે ગાયું. પછી તેના શરીર ઉપર પાંદડાં અને ફૂલો નાંખીને પૉલીડોર બોલ્યો, ફીડેલી, જ્યાં સુધી ઉનાળો ચાલશે અને હું અહીં રહીશ ત્યાં સુધી દરરોજ તારી ઘોર આગળ આવીશ. ફીક્કાં ગુલાબનાં ફૂલો તારા ચહેરાને મળતાં આવશે. આસમાની ઘંટનાં ફૂલો તારી નસો જેવાં દેખાશે. બધી જાતનાં ફૂલો નહિ હોય ત્યારે લીલને તારી ઉપર પાથરીશ." તેઓ છેલ્લી ક્રિયા કરીને દિલગીર દીલે ત્યાંથી ગયા.

આઇમોજેન વધારે વખત સૂધી ત્યાં પડી ન રહી, જ્યારે તે દવાની અસર પૂરી થઈ ત્યારે તે જાગી ઉઠી અને પોતાની ઉપર પડેલા ફૂલો અને પાંદડાઓ ખસાડી નાખીને ઉભી થઈ, અને પોતે સ્વપ્ન જોતી હતી એવું ધારીને બોલી, "હું તો ધારતી હતી કે હું એક ગુફાની રખેવાળ હતી અને સારા માણસો માટે રાંધતી હતી. પણ અહીં ફૂલોથી ઢંકાયલી હું કેમ આવી!" ગુફા તરફ જવાનો રસ્તો ન મળ્યો, અને પોતાના નવા સોબતીઓ પણ ક્યાંય ન જણાયાથી તેણે જાણ્યું કે એ તો સ્વપ્નજ હતું. તેણે મીલ્ફર્ડ હેવન તરફ ચાલું મૂક્યું. તેના બધા વિચારો હજી પોતાના પતિ પોસ્થુમસને વિષેજ હતા. બંદર ઉપર જઇને તેણે ઇટાલી જતા કોઈ વહાણમાં જવાનો અને પોતાના છૂપા વેશમાં પતિને શોધવાનો તેનો વિચાર હતો.

આ વખતે મોટા બનાવો બનતા હતા પણ આઇમોજેન તે વિષે કાંઈ પણ જાણતી ન હતી. કારણ કે રોમના શહેનશાહ ઑગસ્ટસ સીઝર અને બ્રીટનના રાજા સીંબેલાઇન વચ્ચે લડાઈ ઉઠી હતી. રોમન

લશ્કર બ્રીટન જીતવા માટે ત્યાં આવ્યું હતું અને જે જંગલમાંથી આઇમોજેન જતી હતી ત્યાંથી પસાર થતું હતું. આ લશ્કર સાથે પોસ્થુમસ આવ્યો હતો. પોસ્થુમસ બ્રીટન જો કે રોમન લશ્કર સાથે આવ્યો હતો તોપણ તેનો વિચાર તો બ્રીટન તરફથીજ લડવાનો હતો. જે રાજાએ તેને દેશનિકાલ કર્યો હતો તેની તરફથીજ લડવાનો તેનો વિચાર હતો.

આઇમોજેનને હજી પણ તે બેવફા ધારતો હતો. ( પીસાનીઓએ તેને પત્ર લખી જણાવ્યું હતું કે, તેના હુકમ પ્રમાણે આઇમોજેનને તેણે મારી નાંખી હતી. ) તોપણ તે તેને અંતઃકરણથી ચહાતો હતો અને તેના મરણનો બોજો પોતાની છાતી ઉપર હતો, અને તેથી તે એમ ઇચ્છતો હતો કે, લડાઇમાં તે માર્યો જાય અથવા તો સીંબેલાઇને તેને દેશનિકાલ કર્યો હતો ત્યાંથી તે પાછો ફર્યો તેથી મોતની શિક્ષા થાય.

આઇમોજેન મીલ્ફર્ડ હેવન પહોંચે તે પહેલાં રોમન લશ્કરના હાથમાં સપડાઈ. પણ તેનો દેખાવ જોઇને રોમન સરદાર લુસીઅસે પોતાના હજુરી નોકર તરીકે તેને રાખી સીંબેલાઇનનું લશ્કર શત્રુની સામે થવા માટે આગળ વધ્યું, અને જ્યારે તે આ વનમાં દાખલ થયું ત્યારે પૉલીડોર અને કાડવાલ રાજાના સૈન્ય સાથે જોડાઈ ગયા. આ બહાદુર જુવાનો કોઈપણ બહાદુરીના કામમાં જોડાવા માગતા હતા. તેમને થોડીજ ખબર હતી કે, તેઓ પોતાના બાપની તરફથી લડવા તૈયાર થયા હતા. વૃદ્ધ બીલારીઅસ પણ તેમની સાથે લડાઇમાં ગયો. સીંબેલાઇનના પુત્રો ચોરી લઇને તેણે તેને જે નુકસાન કર્યું હતું તે વિષે તેને ઘણા વખત થયાં પશ્ચાત્તાપ થતો હતો અને પોતે જુવાનીના વખતમાં લડવૈયો હતો તેથી પોતે કરેલા નુકશાનના બદલામાં રાજાની તરફથી લડવા તે નીકળી પડયો. બેઉ સૈન્યો વચ્ચે ખુનખાર લડાઈ શરૂ થઈ, અને તેમાં બ્રીટનો હારી ગયા હોત અને રાજા માર્યો ગયો હોત, પણ પોસ્થુમસ, બીલારીઅસ, અને સીંબેલાઇનના બે પુત્રોએ ઘણી બહાદુરી બતાવી. તેઓએ રાજાને છોડવ્યો, તેની જીંદગી બચાવી અને તે દિવસની લડાઇની બાજી એવી ઉલટાવી નાંખી કે તેથી બ્રીટનો જીત્યા.

જ્યારે લડાઈ પૂરી થઈ અને પોસ્થુમસ તેમાં માર્યો ન ગયો, ત્યારે કાયદાના ભંગ કરનાર તરીકે તે રાજાને તાબે થયો અને પોતાને થતી શિક્ષા ખમવા તૈયાર થયો. આઇમોજેન અને તે જેની નોકરી કરતી હતી તે શેઠ બેઉ જણાં કેદ પકડાયાં, તેમને અને તેના જુના દુશ્મન યાચીમોને પણ સીંબેલાઇન આગળ લઈ આવ્યા. જ્યારે આ કેદીઓ રાજા આગળ હતા ત્યારે પોસ્થુમસને મોતની શિક્ષા આપવા માટે ત્યાં લાવવામાં આવ્યો. આ વખતે એક અજાયબ સંયોગથી બીલારીઅસને પૉલીડોર અને કાડવાલ સાથે તેમણે રાજાની તરફથી લડીને જે બહાદુરી બતાવી હતી તે માટે ઇનામ આપવા ત્યાં બોલાવ્યા હતા. તેટલા માટે રાજાની હાજરીમાં (જુદી જુદી રીતની આશા અને ભયથી) પોસ્થુમસ, આઇમોજેન પોતાના નવા શેઠ રોમન સરદાર સાથે; વફાદાર નોકર પીસાનીઓ અને બેવફા મિત્ર યાચીમો; અને તે પ્રમાણે સીંબેલાઇનના બે પુત્રો પોતાના ચોરી જનાર બીલારીઅસ સાથે ઉભા હતા. પ્રથમ બોલનાર રોમન સરદાર હતો; બીજા બધા રાજાની સામે ગુપચૂપ ઉભા હતા; તેમનાં બધાનાં અંતઃકરણો ધડકતાં હતાં. પોસ્થુમસે ખેડુતનો પોશાક પહેર્યો હતો છતાં આઇમોજેને તેને ઓળખ્યો; પણ તેણે તેનાં છોકરાનાં કપડાંમાં તેને ન ઓળખી. યાચીમોને પણ તેણે ઓળખ્યો અને તેની આંગળી ઉપરની એક વીંટીને પોતાની તરીકે ઓળખી,. પણ પોતાની ઉપર દુઃખ પાડનાર તેજ છે એમ તેણે ન ધાર્યું; અને તે પોતે પોતાના બાપની સામે લડાઇના એક કેદી તરીકે ઉભી હતી. પીસાનીઓએ આઇમોજેનને ઓળખી કાઢી, કારણ કે તેણેજ તેને પુરૂષનો પોશાક આપ્યો હતો. તેણે વિચાર્યું, "એ તો મારી શેઠાણી છે. જ્યાં સુધી એ જીવતી છે ત્યાં સુધી શું થાય છે તે ગુપચૂપ જોયા કરવું." બીલારીઅસે પણ તેને ઓળખીને કાડવાલને કહ્યું, "શું આ છોકરો પાછો જીવતો નથી થયો !" કાડવાલે જવાબ આપ્યો, 'મરનાર ફાઇડેલીના જેવોજ આ ગુલાબી ચહેરાવાળો છોકરો જણાય છે." પૉલીડોરે કહ્યું, "મને લાગે છે એ મૂવેલો જીવતો થયો છે." બીલારીઅસ બોલ્યો, "હવે બસ કરો. જો તે એજ હોત તો આપણને

બોલાવત." પૉલીડૉરે કહ્યું, "પણ આપણે તેને મૂવેલો જોયો હતો." બીલારીઅસે કહ્યું, "હવે ચૂપ રહો."

પોસ્થુમસ પોતાને મનગમતી મોતની શિક્ષા સાંભળવા ગુપચૂપ ઉભો. પોતાને રખેને રાજા ક્ષમા આપે એવી ધાસ્તીથી પોતે રાજાની જીંદગી લડાઇમાં બચાવી હતી એવી વાત તેણે જાહેર ન કરી. રોમન સરદાર લુસીઅસ, જેણે આઇમોજેનને પોતાની નોકરીમાં રાખી હતી તે ઉદાર દીલનો અને બહાદુર અમીર હતો. તેણે પ્રથમ રાજાને આ પ્રમાણે કહ્યું, "મેં સાંભળ્યું છે કે, તમે તમારા કેદીઓને છોડવાના પૈસા લેતા નથી પણ તેમને મોતની શિક્ષા કરોછો. હું એક રોમન છું અને રોમન દીલેજ હું મરણ પામીશ. પણ મારે એક ચીજ વાસ્તે કાલાવાલા કરવા છે." પછી આઇમોજેનને રાજા આગળ લાવીને તે બોલ્યો, "આ છોકરો બ્રીટનમાં જન્મેલો છે. એને છૂટો કરો. એ મારો નોકર છે. કોઈ પણ શેઠને એવો માયાળુ, તાબેદાર, ચતુર, અને રાંક સ્વભાવનો નોકર મળ્યો નહિ હોય. એણે કોઈ પણ બ્રીટનને ઈજા કરી નથી. તમે કોઇને પણ ન બચાવો તોપણ એને તો બચાવો."

સીંબેલાઇને આતુરતાથી પોતાની પુત્રી તરફ જોયું; પણ તેના છુપા વેશમાં તેને ન ઓળખી. પણ કુદરતથીજ તેના અંતઃકરણમાં દયા આવી. તે બોલ્યો, "મને લાગે છે કે, મેં એને દીઠો છે, એનો ચહેરો મને ઓળખીતો જણાય છે. હું નથી જાણતો કે મારે એને શા માટે 'છોકરા, જીવતો રહે' એમ કહેવું જોઇએ. પણ હું તને જીવતો રાખુંછું. તું કાંઈ માગી લે, હું તને તે આપીશ. કોઇપણ કેદીની જીદગી તું માગીશ તો તે પણ હું આપીશ."

આઇમોજેને ઉત્તર દીધો, "તેમ નામદારનો ઉપકાર માનુંછું." કાંઈ માગવા કહેવું તે વચન આપવા બરોબર હતું. તે નોકર શું માગે છે તે સાંભળવાને બધા એકચિત્ત થયા. તેના શેઠ લુસીઅસે તેને કહ્યું, "ભલા છોકરા, મારી જીંદગીની મારે જરૂર નથી, પણ હું ધારૂંછું કે, તું તેજ માગશે." આઇમોજેન બોલી, "અફસોસ! તેમ નથી! ભલા શેઠ, મેં બીજુંજ ધાર્યું છે. હું તમારી જીંદગી માગનાર નથી."

આ સાંભળીને તે રોમન સરદાર આશ્ચર્ય પામ્યો. પછી આઇમોજેને યાચીમો તરફ ફરીને એટલુંજ જાણવા માગ્યું કે, આ વીંટી જે તેણે પહેરી છે તે ક્યાંથી આવી તે વિષે તેણે ખુલાસો કરવો. સીંબેલાઇને તે વાત સ્વીકારીને યાચીમોને ધમકી આપી કે, આ વીંટી તેની પાસે ક્યાંથી આવી તે વિષે તે ખુલાસો નહિ કરે તો તેને રીબાવવામાં આવશે. એટલે યાચીમોએ પોતાની લુચ્ચાઈ વિષેની બધી વાત કબૂલ કરતાં પોસ્થુમસ સાથેની પોતાની સરત, અને તે જીતવા માટે તેણે કરેલી લુચ્ચાઇ કહી સંભળાવી. પોતાની પત્નીની નિર્દોષતાની વાત સાંભળતાં પોસ્થુમસની દિલગીરીનો પાર ન રહ્યો. તેણે તુરત સીંબેલાઇનની પાસે આવી તે રાજકુંવરીને મારી નાંખવા પીસાનીઓને હુકમ ફરમાવ્યો હતો તે કહી સંભળાવતાં કહ્યું, "અરે આઇમોજેન, મારી રાણી, મારૂં જીવતર, મારી પત્ની ! ઓ ! આઇમોજેન, આઇમોજેન, આઇમોજેન !"

આઇમોજેન પોતાના પતિને દુઃખી હાલતમાં જોઈ ન શકી. તે તુરત તેની પાસે તેની અતિશય ખુશાલી વચ્ચે જાહેર થઈ. જે સ્ત્રી તરફ પોતે ઘાતકી ચાલ ચલાવી હતી તે સ્ત્રી તેને નિર્દોષ પુરવાર થયેલી મળી તેથી તેના આનંદમાં બેવડો વધારો થયો.

પોતાની ખોવાયેલી પુત્રી પાછી મળી તેથી સીંબેલાઈન એટલો બધો આનંદ પામ્યો કે, પોતાની પુત્રી વિષેનો તેનો બધો પ્યાર પાછો ઉછળી આવ્યો. એટલુંજ નહિ પણ પોસ્થુમસની જીંદગી બચાવી પોતાના જમાઈ તરીકે તેને કબુલ કર્યો. બીલારીઅસે આ આનંદનો વખત પોતાનો અપરાધ ક્ષમા કરાવવા માટે બરાબરનો જોયો. તેણે પોલીડોર અને કાડવાલને રાજાની સામે હાજર કરીને કહ્યું કે, આપના ચોરાયેલા પુત્રો ગુઇડેરીઅસ અને આર્વીરેગસ છે. સીંબેલાઇને વૃદ્ધ બીલારીઅસને ક્ષમા આપી; કારણ કે બધાને જ્યારે આનંદ હોય ત્યારે એકને તે શિક્ષા કેમ થાય ! પોતાની પુત્રી પાછી મળી, પોતાનાં ખોવાયેલા પુત્રો જુવાનીઆ થઇ પોતાનું રક્ષણ કર્તા થયા એથી તે બીજો કયો આનંદ વધારે !

આઈમોજેનને હવે એક બીજું ભલું કામ કરવાનું હતું. પોતાના આગલા શેઠ રોમન સરદાર લુસીઅસની જીંદગી તેણે માગી. રાજાએ તેને તેની માગણી ઉપરથી જીવતો રહેવા દીધો અને એજ લુસીઅસના વચ્ચે પડવાથી રોમન અને બ્રીટન સરકારો વચ્ચે સલાહ થઈ અને તે ઘણાં વરસ સુધી ટકી રહી.

સીંબેલાઈનની નવી પાપી રાણીનો મૂર્ખ પુત્ર ક્લોટન એક કજીઆમાં કપાઈ મૂઓ; અને તેના દુઃખમાં રાણી પોતે આજારી પડી મરણ પામી. હવે એટલુંજ કહેવાનું છે કે, જેઓએ સારૂં કર્યું તેઓ સુખી થયા; અને દગાબાજ યાચીમો, જેણે દગો કરવામાં બાકી રાખી ન હતી પણ આખરે તેની વાત જાહેર થઈ ગઈ હતી તેને પણ શિક્ષા કર્યાં વગર ત્યાંથી કાઢી મૂક્યો.

---

# ટાયરનો રાજા પેરીક્લીસ.

ગ્રીસના પાપી શહેનશાહ ઍન્ટીઓકસે એક ઘોર કર્મ કર્યું હતું, તે વિષેની ટાયરના રાજા પેરીક્લીસને શોધ થઈ હતી, તેથી તેનું વેર તેની અને તેની રૈયત ઉપર લેવાની તે શહેનશાહે ધમકી આપી હતી, તેથી પેરીક્લીસને થોડો વખત સુધી પોતાનો દેશ મૂકી પરદેશ જવું પડયું. મોટા માણસનાં છૂપાં ભયંકર કર્મો વિષે ચૂપ રહેવાને બદલે તે વિષે પૂછપરછ કરવી એ ધાસ્તી ભરેલું છે. હેલીકેનસ નામના પ્રધાનના હાથમાં પોતાનું રાજ્ય સોંપી બળવાન ઍન્ટીઓકસનો ક્રોધ શાંત પડે ત્યાં સુધી બીજે દેશ રહેવા વિચાર કરી પેરીક્લીસ વહાણમાં બેશીને ગયો.

આ રાજાએ પોતાનો પહેલો મુકામ થારસસમાં કરવા ધાર્યો હતો. થારસસ શહેરમાં તે વખતે દુષ્કાળ ચાલતો હતો તેથી રાજાએ ત્યાંની રૈયત ઉપર દયા કરીને તેને તે દુઃખમાંથી મુક્ત કરવા સારૂ પોતાની સાથે ખોરાક રાખ્યો. જ્યારે તે ત્યાં આવી પહોંચ્યો ત્યારે તો તે શહેરની છેકજ માઠી દશા થઈ હતી. આ અણુધાર્યા આશ્રયથી ઈશ્વરના ઘરનો તે એક ફીરસ્તો આવ્યો હોય તેમ ગણીને ત્યાંના હાકમ કલીઓને તેનો મોટો ઉપકાર માની, માન આપ્યું. પેરીકલીસ ત્યાં ઘણા દિવસ ન રહ્યો એટલામાં તેના નિમકહલાલ પ્રધાનની તરફથી તેને પત્ર મળ્યો, તેમાં જણાવ્યું હતું કે, તેના રહેઠાણ વિષે ઍન્ટીઓકસને ખબર મળી હતી અને તેથી તેણે તેનો જીવ લેવા માટે મારાઓ મોકલ્યા હતા, તેથી તેને ત્યાં રહેવું સલામતી ભરેલું ન હતું. આ પત્ર મળતાંજ પેરીકલીસ જેઓ તેની ઉદારતાએ દુકાળથી મરતા બચ્યા હતા તેમના આશીર્વાદો મેળવતો ફરીથી જળમાર્ગે મુસાફરી કરવા લાગ્યો.

તેનું વહાણ થોડે દૂર ન ગયું એટલામાં ભયંકર તોફાન થવા લાગ્યું, અને તેથી પેરીકલીસ સિવાય તે વહાણમાંનું દરેક જણ નાશ પામ્યું. પેરીકલીસ તદ્દન નાગી હાલતમાં મોજાના જોરથી એક અજાણ્યા કિનારે ઘસડાઈ ગયો; ત્યાં તેને કેટલાક ગરીબ માછીમારો મળ્યા. તેઓ તેને પોતાને ઘેર લઈ ગયા અને ખોરાક તથા કપડાં આપ્યાં. માછીમારોએ પેરીકલીસને કહ્યું કે, તેમના દેશનું નામ પેન્ટેપોલીસ હતું, અને રાજાનું નામ સીમોનીડીસ હતું, પણ તે બહુ ભલો રાજકર્તા હતો તેથી તેને સાધારણ રીતે ભલા સીમોનીડીસ તરીકે બધા બોલાવતા હતા. વળી તેમની વાતચીત ઉપરથી તેને માલમ પડયું કે, આ રાજાને થેઇસા નામની એક સુંદર પુત્રી હતી, તેનો બીજે દિને જન્મ દિવસ હતો. તે દિને મોટી દરબાર ભરાવાની હતી અને ઘણા રાજાઓ અને રાજકુમારો એકઠા થઈ પોતાની શસ્ત્ર કુશળતા બતાવવાના હતા અને તેમાં જે સરસ નીવડે તેની સાથે લગ્ન કરવા રાજકુંવરીનો વિચાર હતો; રાજા આ વાત સાંભળતો હતો અને પોતાના મનમાં પોતાના ગુમાયેલા બખ્તર વિષે શોક કરતો હતો એટલામાં એક માછીમાર દરિયામાં માછલી

મારવા ગયો હતો તે પોતાની જાળમાં ભરાયલું એક બખતર ત્યાં લઈ આવ્યો. આ બખતર જોતાં રાજા બહુજ ખુશી થયો. તે તેનું પોતાનુંજ બખતર હતું. તે બોલી ઉઠયો, " ભાગ્યદેવી, ઉપકાર થયો, સંકટ સમયે સુખ ઉપજાવનાર ચીજ મળવી એ સુભાગ્યથીજ ! આ બખતર મરતી વખતે મારા બાપે મને આપ્યું હતું; અને એટલા માટે તેની છેલ્લી ભેટ મારી નજર આગળ રાખવા માટેજ હું જ્યાં જતો ત્યાં એ લઈ જતો હતો. તોફાની દરિયાએ મારાથી તેને છૂટું પાડ્યું હતું. છતાં તે જ્યારે શાંત થયો ત્યારે તેણે પાછું આપ્યું, અને તેટલા માટેજ હું તેનો ઉપકાર માનું છું. હવે મારા બાપે આપેલી ભેટ મને પાછી મળી તેથી મારા વહાણના ભાગવાનું દુઃખ હું વીસરી જાઉં છું. "

બીજે દિને પેરીકલીસ પોતાના બહાદુર પિતાનું બખતર પહેરી સીમોનીડીસની દરબારમાં ગયો. તે વખતે ત્યાં થેઇસાનો પ્યાર મેળવવા માટે જે જે સરદારો અને રાજાઓ આવ્યા હતા તે બધાને તેણે જીતી લઇને આશ્ચર્ય પમાડ્યા. જ્યારે શૂરવીરો રાજદરબારમાં શસ્ત્રકળા અજમાવવા એકઠા મળે, અને તે બધાને એકલો એકજ જીતી શકે ત્યારે તેને રાજકન્યાએ ચહાવો એવો રીવાજ હતો. આ રીવાજથી રાજકુંવરી થેઇસા ઉલટી ન ચાલી; કારણ કે જે જે રાજાઓ અને સરદારોને પેરીકલીસે જીત્યા હતા તેમને રજા આપી, અને પેરીકલીસ ઉપરનો પોતાનો પ્યાર બતાવવા માટે તેને તે સુખી દિવસનો રાજા માની વિજયમાળ પહેરાવી. પેરીકલીસ પણ તેને જે પળે તેણે જોઇ હતી તેજ પળથી તેનો ખરો આશક બન્યો હતો.

ભલો સીમોનીડીસ પેરીકલીસની બહાદુરી અને ઉત્તમ ગુણોથી બહુજ ખુશી થયો. તે રાજા પોતે પણ એક ખરો ગૃહસ્થ અને બધી કળામાં કુશળ હતો. તે જો કે આ રાજવંશીની ખરી પદવીથી અજાણ્યો હતો ( કારણ કે ઍન્ટીઓકસની બીકથી રાજાએ પોતાને ટાયરના એક ગૃહસ્થ તરીકે જણાવ્યો હતો. ) તોપણ જ્યારે તેણે જોયું કે, પોતાની પુત્રી તેને ખરા અંતઃકરણથી ચહાય છે ત્યારે પોતાના જમાઈ તરીકે તેને ગણવામાં તેણે આનાકાની ન કરી.

થેઈસા સાથે લગ્ન કર્યાંને પેરીકલીસને ઘણા મહિના ન થયા એટલામાં તેના શત્રુ ઍન્ટીઓકસના મરણના સમાચાર તેને મળ્યા અને વળી તેની રૈયતે તેને ઘણા વરસ ગેરહાજર રહેલો જોઈ બળવો કરવાની અને હેલીકેનસને રાજ ઉપર બેસાડવાની ધમકી આપી. આ સમાચાર હેલીકેનસે પોતેજ મોકલ્યા. તે પોતે પોતાના માલીક તરફ વફાદાર હતો. પોતાને મળતી મોટી પદવી અને દોલત વિષે લોભ ન રાખતાં તેણે પોતાના માલીકને સંદેશો મોકલી તેડાવ્યો. સીમોનીડીસે જ્યારે જાણ્યું કે તેનો (કહેવાતો સાદો સરદાર) જમાઈ તો ટાયરનો પ્રખ્યાત મહારાજા હતો ત્યારે તેના આનંદ અને આશ્ચર્યનો પાર ન રહ્યો. તોપણ તે એક ખાનગી ગૃહસ્થ ન હતો જાણીને તે દિલગીર થયો; કારણ કે એક તો પોતાનો આવો ઉત્તમ જમાઈ જતો રહે તેમ હતું અને બીજું તો તેની સાથે પોતાની પુત્રી થેઈસા જે ગર્ભવંતી હતી તેને દરિયાનું જોખમ ખેડી મોકલવી પડતી હતી. જ્યાં સુધી તેને બાળક જન્મે ત્યાં સુધી તેના બાપને ત્યાં રહેવા પેરીકલીસે તેને સમજાવી, પણ તે નારે તો પોતાના પતિ સાથેજ જવા પોતાની ઇચ્છા દર્શાવી અને પોતાને ટાયર પહોંચતાં સુધી પ્રસવ થશે નહિ, એમ તેણે જણાવ્યું. પણ કમનસીબ પેરીકલીસને દરિયા સાથે લહેણું ન હતું. તેઓ ટાયર પહોંચે તે પહેલાં તો બીજું ભયંકર તોફાન થવા માંડ્યું. તેની ધાસ્તીની મારી થેઈસા આજારી પડી, અને થોડીવાર પછી તેની દાયા લાઇકોરીડાએ પોતાના હાથમાં એક નાનું બાળક લઈ પેરીકલીસની પાસે આવીને, રાજાને તેની વહાલી રાણી બાળકને જન્મ આપતાંજ મરણ પામી, એવા દુઃખદાયક સમાચાર કહ્યા. તે બાળકને તેના બાપની પાસે લાવીને તે બોલી, "આ જગા આ બાળકને લાયક નથી. આ તમારી મરનાર રાણીનું બાળક છે." પોતાની પત્ની મરણ પામી આમ સાંભળતાંજ પેરીકલીસને એટલું દુઃખ થયું કે, તેનું વર્ણન થઈ શકતું નથી. જ્યારે તેનાથી બોલાયું ત્યારે તે બોલ્યો, "અરે ઇશ્વર! આવાં રત્ન જેવાં વહાલાંઓની ભેટ આપીને પાછી શા માટે લઈ લે છે!" લાઇકોરીડા બોલી, "સાહેબ, શાંત થાઓ, આપણી મરનાર રાણીએ આ બાળક

પુત્રીને પોતાના રૂપમાં મૂકી છે. આ બાળકીને ખાતર જરા હીમત પકડો. આ અમૂલ્ય ખજાનારૂપી રત્ન માટે તો જરા શાંત થાઓ." પેરીકલીસે પોતાની તરતની જન્મેલી પુત્રીને હાથમાં લઇને કહ્યું, "તારા જેવી ખરાબ હાલતમાં કોઈ પણ બાળકનો જન્મ નહિ થયો હોય માટે તારી બાકીની જીંદગી હવે આરામમાં ગુજરો! કોઈ પણ રાજાની કુંવરીને પ્રથમ જેવું માન મળ્યું હોય તેના કરતાં તને ઘણુંજ ખરાબ માન મળ્યું છે, માટે તારી જીંદગી નમ્ર થાઓ! જન્મતી વખતે અગ્નિ, વાયુ, પાણી, પૃથ્વી અને આકાશ એ પાંચ તત્વોથી જેવી રીતે સુખ મળવું જોઇએ, તેવી રીતે તને મળ્યું નથી! તને થયેલું પહેલુંજ નુકશાન (અર્થાત્ તારી માતાનું મરણ) આ દુનિયામાં આવતાં થતા આનંદનો ભંગ થતાંજ થયું છે."

તોફાનનું જોર હજી ઓછું થયું ન હતું. જ્યાં સુધી મુરદું વહાણ ઉપર હોય ત્યાં સુધી તોફાન કદી પણ શમતું નથી એવો ખલાસીઓમ વહેમ હોય છે, તેથી તેઓએ પેરીકલીસ પાસે આવીને તેની મરણ પામેલી રાણીને વહાણ ઉપરથી દરિયામાં નાંખી દેવાની માગણી કરી તેઓએ કહ્યું, "સાહેબ, હીમત રાખો! ઈશ્વર તમારૂં રક્ષણ કરો!' દુઃખી રાજાએ જવાબ આપ્યો, "મને હીમતજ છે. તોફાનની મને દર કાર નથી. એનાથી બન્યું એટલું નુકશાન એણે મને કર્યું છે; તોપણ આ મધુરાં મીઠાં નવાં જન્મેલાં બાળકને માટે આ તોફાન શમી જાય એ હું ઈચ્છું છું." ખલાસીઓએ કહ્યું, "સાહેબ, તમારી રાણીને વહાણ ઉપરથી નાંખી દેવી જોઇએ. દરિયો હજી ઉછળે છે પણ તોફાની પવન વાય છે અને જ્યાં સુધી વહાણ ઉપર મુરદું હશે ત્યાં સુધી તે શાંત થના નથી," એ શક વગર પાયાનો હતો એમ પેરીકલીસ જાણતો હતો, છત તેણે ધીરજથી તેને તાબે થઇને કહ્યું, "જો તમે એમજ માનતા હો તે ભલે તેમ કરો. ગરીબ બીચારી રાણી! એને નાંખી દો." પછી કમનસીબ રાજા પોતાની વહાલી પત્નીનું છેલ્લીવાર મોઢું જોવા ગયો. થઈસાની તરફ જોતો બોલ્યો, "મારી વહાલી, તને ભયંકર કસુવાવ થઇ છે. તને મૂકવાને ઘોર નથી, પણ કફનમાં વીંટાળીને તને દરિયાં

સ્વાધીન કરવી પડશે. ઉપરના મિનારા તરીકે દરિયાનાં મોજાં તારી ઉપર ફરી વળશે અને કીડીઓ તેમજ સીપો તારા મુરદાની આસપાસ એકઠી થશે. અરે લાઇકોરીડા, નેસ્ટરને કહે કે, સુગંધી પદાર્થો, અને કાગળ, સાહી તથા મારા ઝવેરાતની પેટી લાવે, અને નીકાન્ડર સાટીનનું કફન લાવે. આ બાળકને ગાદી ઉપર સુવરાવ, અને તું જલદી જા; એટલામાં હું મારી થેઇસાને છેલ્લી વખત મળી લઉં.

પેરીકલીસની પાસે તેઓ સાટીનમાં વીંટાળેલી એક મોટી પેટી લઈ આવ્યા, તેમાં રાણીને મૂકી, તેની ઉપર સુગંધી પદાર્થો છાંટ્યા અને કીમતી ઝવેરાતો તેની બાજુમાં મૂક્યાં, અને કાગળ ઉપર તે કોણ હતી તથા કેમ મરણ પામી તે પણ લખ્યું. તે સાથે વિનંતી કરી કે, જો નસીબ જોગે આ પેટી કોઇના હાથમાં આવે તો તેણે તેને ભૂમિદાહ કરવી. પછી તેણે પોતાને હાથે પેટી દરિયામાં હોમાવી. જ્યારે તોફાન શાંત થયું ત્યારે પેરીકલીસે થારસસ તરફ વહાણ હંકારવા ખલાસીઓને હુકમ કર્યો. પેરીકલીસ બોલ્યો, "કારણ કે, આપણે ટાયર પહોંચીએ ત્યાં સુધી આ બાળકી વહાણની મુસાફરી સહન કરી શકનાર નથી. થારસસમાં કોઈ દાયાના હાથમાં હું એને સોંપીશ."

થેઇસાને દરિયામાં નાંખી દીધી તે તોફાની રાતને બીજે દિને પ્રભાતમાં એફેસસનો સેરીમન નામનો એક ગૃહસ્થ અને ચંચળ વૈદ દરિયા કીનારે ઉભો હતો, એટલામાં તેના નોકરો દરિયાનાં મોજાંથી કિનારા આગળ આવી પડેલી એક પેટી તેની પાસે લઈ આવ્યા. એક નોકરે કહ્યું, "જે મોજાના જોરથી એ પેટી કિનારા આગળ આવી એવું મોટું મોજું મેં તો કદી પણ દીઠું ન હતું." સેરીમને તે પેટી પોતાને ઘેર લઈ જવા હુકમ આપ્યો, અને જ્યારે તે તેણે ઉઘાડી ત્યારે એક જુવાન સુંદરીનું શરીર જોઈ તે આશ્ચર્ય પામ્યો; અને સુગંધી પદાર્થોની સુગંધ અને ઝવેરાત જોઇને આ રીતે નાંખેલી આ પેટીમાંની સ્ત્રી કોઈ મોટા ઘરની હશે એમ તેણે ધાર્યું; વધારે તપાસ કરતાં તેને એક કાગળ મળ્યો તેના ઉપરથી તેણે જાણ્યું કે, તેની પાસે મુરદા જેવી દેખાતી પડેલી

આ સ્ત્રી એક રાણી હતી અને તે પણ વળી ટાયરના રાજા પેરીક્લીસની રાણી હતી. આ અકસ્માત્ અચાનક રીતે બન્યો હશે એમ તેણે ધાર્યું. જે રાજાએ આવી રાણી ખોઈ હશે તેનું અંતઃકરણ કેટલું ચીરાતું હશે! તે બોલ્યો, "અરે પેરીક્લીસ, જો તું જીવતો હશે તો દુઃખથી તારૂં અંતઃકરણ કેવું ચીરાતું હશે!" થેઇસાનો ચહેરો જે મોતના જેવો નહિ પણ તાજો ખીલતો હતો તે જોઇને તે બોલ્યો, "તેઓએ તને દરિયામાં નાંખી દેવામાં બહુ ઉતાવળ કરી છે." તે તેને મૂવેલી ધારતો ન હતો. તેણે દેવતા સળગાવવાનો તથા જોઇતી દવાઓ લાવવા અને તેના મુંઝાઈ ગયેલા જીવને આનંદ આપવા માટે મધુર વાજીંત્ર વગાડવા હુકમ કર્યો. તેની આસપાસ એકઠા થયેલા લોકો આશ્ચર્ય પામીને આ બધું જોતા હતા તેને તેણે કહ્યું, "ગૃહસ્થો, મહેરબાની કરીને એને હવા આવવા દો; આ રાણી જીવતી થશે; એને પેટીમાં નાંખે પાંચ કલાકથી વધારે વખત થયો નથી; જુઓ, જુઓ, એનામાં પાછો જીવ આવવા માંડે છે; એ જીવતી છે; એની આંખોનાં પોપચાં હાલે છે; આ સુંદર પ્રાણી પોતાના કમનસીબની વાત કહીને આપણને રડાવવા માટે જીવશે." થેઇસા મરણ પામી ન હતી, પણ પોતાની નાની બાળકીને જન્મ આપતાં બેશુદ્ધ થઈ ગઈ હતી, તેથી તેને જેણે પણ જોઈ તે બધા મૂવેલી સમજ્યા; પણ હવે તે આ ભલા ગૃહસ્થની સારવારથી પાછી શુદ્ધિમાં આવી; અને પોતાની આંખો ઉઘાડીને તે બોલી, "હું ક્યાં છું! મારા પતિ ક્યાં છે! આ કયો દેશ છે!" શું શું બન્યું હતું તે ધીરે ધીરે સેરીમને તેને કહી સંભળાવ્યું. અને જ્યારે તે જોઈ શકે એવી હાલતમાં છે એવું તેને લાગ્યું ત્યારે કાગળ તથા ઝવેરાત તેને બતાવ્યું. તે કાગળ જોઇને બોલી, "આ મારા પતિના અક્ષર છે. હું વહાણમાં બેઠી હતી તે મને યાદ છે, પણ મને મારા બાળકનો ત્યાં પ્રસવ થયો કે નહિ તે કાંઈ યાદ નથી. પણ જ્યાં સુધી હું મારા પતિને ફરીથી મળીશ નહિ ત્યાં સુધી જોગણનાં કપડાં પહેરીશ અને કોઈ પણ આનંદ બતાવનાર નથી." સેરીમન બોલ્યો, "બાઈ સાહેબ, તમે કહોછો એવીજ તમારી મરજી હોય તો ડાયેના દેવીનું મંદિર અહીંથી ઘણું દૂર નથી, ત્યાં તમે જોગણ તરીકે રહી શકશો.

વળી તમારી મરજી હશે તો મારી ભત્રીજીને પણ તમારી સેવામાં મૂકીશ." તેની આ દરખાસ્ત થેઇસાએ ઉપકાર સાથે કબૂલ કરી. જ્યારે તે તદન સાજી થઈ ત્યારે સેરીમને તેને ડાયેનાના મંદિરમાં મૂકી, ત્યાં તે દેવીની પૂજારી થઈ રહી; અને પોતાના પતિનો નાશ થયો છે જાણી તેની દિલગીરીમાં, તે વખતના રીવાજ પ્રમાણે ભક્તિ કરવામાં લીન થઈ.

પેરીકલીસની પુત્રી દરિયામાં જન્મી હતી તેથી તેનું નામ મેરીના પાડવામાં આવ્યું, તેને લઇને તે થારસસ ગયો. ત્યાંના હાકમ કલીઓન અને તેની સ્ત્રી ડાયોનીસાને પોતાની પુત્રી સોંપવાનો તેનો વિચાર હતો; કારણ કે, તેમને દુકાળની આફત વખતે તેણે મદદ કરી હતી તેનો બદલો તેની મા વગરની બાળક પુત્રીની જતન કરીને તેઓ વાળી આપશે એમ તેને લાગ્યું. જ્યારે કલીઓને રાજા પેરીકલીસને જોયો અને તેને થયેલા મોટા નુકશાન વિષે સાંભળ્યું ત્યારે તે બોલ્યો, "તમારી વહાલી રાણીને લઇને અહીં આવ્યા હોત અને મેં તેને દીઠી હોત તો મને કેટલો આનંદ થાત!" પેરીકલીસે જવાબ આપ્યો, "ઇશ્વરે જે કર્યું તે ખરૂં. જે દરિયામાં મારી વહાલી રાણી સૂતી છે તે દરિયાની પેઠે જો આપણે પોકાર અને ગર્જના કરી મૂકીએ તો પણ બન્યું મિથ્યા થનાર નથી. મારી વહાલી બાળકી મેરીનાને અહીં તમારા હવાલામાં સોંપી જાઉંછું. તમે એની સંભાળ કરજો અને રાજપુત્રી લાયક કેળવણી આપજો." પછી કલીઓનની રાણી ડાયોનીસા તરફ ફરીને બોલ્યો, "ભલી બાઈ, આ મારી બાળકીની માતાની પેઠેજ જતન લઇ મને ઉપકારી કરશો." તેણે જવાબ આપ્યો, "મારા લૉર્ડ, મારે પણ એક બાળક છે અને તેના કરતાં આને હું ઓછા પ્યારથી ચહાનાર નથી." કલીઓને પણ તેના જેવુંજ વચન આપતાં કહ્યું, "મહારાજા પેરીકલીસ, દુકાળ વખતે તમે અનાજ લાવી મારી આખી પ્રજાને જીવતી રાખી છે (અને તેટલા માટે તેઓ પ્રાર્થના કરતી વખતે તમને યાદ કરે છે) તેના બદલામાં એ બાળક રાજપુત્રીને અમે પાળીએ તેમાં કાંઈ નવાઈ નથી. જો તમારા બાળકની જતન કરવામાં હું બેદરકાર થાઉં તો મારી આખી રૈયત જે તમારા ઉપકાર નીચે છે તે મને મારો ધર્મ બજાવવા પૂરેપૂરી ફરજ

ચાડે; કદાચ તેમની હું દરકાર ન કરૂં તો ઇશ્વર પણ મારી નાલાયક ચાલને લીધે મારૂં ખેદાન મેદાન કરી નાંખે." પોતાના બાળકની સારી રીતે બરદાસ્ત થશે એવી પેરીકલીસની ખાત્રી થઈ તેથી તેણે પોતાની પુત્રીને કલીઓન અને તેની સ્ત્રી ડાયોનીસાને સોંપી અને લાયકોરીડા દાસીને તેની પાસે રાખી. જ્યારે તે ત્યાંથી જતો રહ્યો ત્યારે નાની મેરીનાને તો કાંઇ ન લાગ્યું પણ લાયકોરીડા પોતાના રાજવંશી શેઠથી છૂટી પડવાથી પોકપોક મૂકીને રડી. પેરીકલીસે કહ્યું, "અરે લાયકોરીડા, રડ ના, રડ ના; આ તારી નાની બાઇની સંભાળ રાખજે; એનાથીજ તારૂં સારૂં થશે."

પેરીકલીસ ટાયર શહેરમાં સહીસલામત પહોંચ્યો, અને પોતાની રાજધાનીમાં સુખથી રહ્યો, જ્યારે તેની દુઃખી રાણી, જેને તે મરણ પામેલી ધારતો હતો તે એફેસસમાં રહી. તેની નાની પુત્રી મેરીના જેને તે દુઃખી માતાએ કદી પણ જોઈ ન હતી તેને કલીઓને સારી રીતે ઉછેરી. તેણે તેને સારી કેળવણી આપી, અને જ્યારે મેરીના ચૌદ વરસની થઈ ત્યારે ત્યાંના વિદ્વાનોના કરતાં તે વધારે હુશિયાર થઈ. પરીની પેઠે તે નાચતી, અને ભરત પણ કુદરતી ચીજો કરતાં સરસ ભરતી, તેમાં પણ પ્રાણીઓ, પક્ષીઓ, ફળો અને કુદરતી ગુલાબનાં ફૂલો વધારે સરસ ગણાતાં. પણ આ બધું તેને દુઃખરૂપ થઈ પડયું. લોકો જ્યારે તેનાં વખાણ કરતાં ત્યારે કલીઓનની પત્ની ડાયોનીસા, અદેખાઇની મારી તેની જીવલેણ શત્રુ થઈ પડી; કારણ કે તેની પોતાની પુત્રી ચતુર ન હતી તેથી કેળવણીમાં પાછળ પડી ગઈ, અને મેરીના જેવી હુશિયાર ન થઈ શકી. જ્યારે બધા મેરીનાનાં વખાણ કરતાં હતાં ત્યારે ડાયોનીસાની પુત્રી જે તેના જેવડીજ અને તેજ પ્રમાણે કેળવેલી હતી તેની કોઇ દરકાર કરતું ન હતું. તેથી જો મેરીના તેના રસ્તામાંથી દૂર થાય તો તેની પુત્રી આગળ પડે એમ તેણે ધાર્યું. મેરીનાને મારી નાંખવા માટે તેણે એક માણસને તૈયાર કર્યો અને તે વખતે તેની વિશ્વાસુ દાયા લાયકોરીડા મરણ પામી હતી તેથી આ પાપી કામમાં તેને ઠીક સવળતા પડી. ડાયોનીસા આ ખુન કેમ કરવું તે વિષે તે માણસ સાથે વિચાર કરતી હતી ત્યારે મેરીના પોતાની મરણ પામેલી દાયાના

મોત ઉપર રડતી હતી. લીઓનાઇન, જેને આ પાપી કામ સોંપવામાં આવ્યું હતું તે દુષ્ટ માણસ હતો છતાં મેરીનાને મારી નાંખવાનું તેને સમજાવતાં ઘણી મહેનત પડી હતી. આટલી બધી મેરીના બધાંને વહાલી હતી. તે બોલ્યો, "એ સુંદર દેવતાઈ પ્રાણી છે!" તેની દયા-હીણ શત્રુ બોલી, "માટેજ તે દેવલોકમાં જવા લાયક છે. જો તે પોતાની દાયાના મરણ ઉપર શોક કરતી અહીં આવે છે. મારા હુકમનો અમલ કરવા તું તૈયાર છે?" તેની આજ્ઞા ન માનતાં કેવું પરિણામ આવશે તેનો વિચાર કરીને લીઓનાઇન બોલ્યો, "હા, હું તૈયાર છું." આ ટુંકા વાકયથીજ જેની જોડી ન હતી એવી મેરીનાનું અકાળ મોત નક્કી થયું. મેરીના હાથમાં ફૂલોની ટોપલી લઇને ત્યાં આવીને બોલી કે, ભલી લાયકોરીડાની ઘોર ઉપર હું રોજ ફૂલો નાંખવા જઇશ. જ્યાં સુધી ઉનાળો રહેશે ત્યાં સુધી રંગબેરંગી ફૂલોનો ગાલીચો તેની ઘોર ઉપર થશે. તે બોલી, "અફસોસ! હું કેવી કમભાગ્ય છું! ગરીબ બાપડી છોકરી કે જેનો જન્મ દરિયામાં તોફાન વખતે થયો અને મારી માતાના મરણના કારણરૂપ હું થઈ પડી આ દુનિયા મને મારા મિત્રોના વિયોગ કરાવનાર તોફાન જેવી લાગે છે." ઢોંગી ડાયોનીસા બોલી, "મેરીના, તમે એકલાં કેમ રડો છો! મારી પુત્રી તમારી સાથે કેમ નથી આવી! લાયકોરીડા માટે તમે શોક ન કરશો, તેની જગા હું રાખીશ. દિલગીરીથી તમારૂં રૂપ બદલાઈ ગયું છે. તમારા હાથમાંનાં ફૂલો મને આપો, દરિયાની હવાથી તે બગડી જશે. લીઓનાઈન સાથે ફરવા જાઓ. હવા સારી છે તેથી તમને ફાયદો થશે. લીઓનાઇન, અહીં આવ, આમનો હાથ પકડીને ફરવા લઈ જા." મેરીના બોલી, "નહિ, બાઈ, તમને તમારા ચાકર વગર અડચણ પડશે." કારણ કે તે જાણતી હતી કે, લીઓનાઇન ડાયોનીસાનો હજુરી હતો. આ ચતુર સ્ત્રી તેને લીઓનાઇન સાથે એકલી રાખવા માગતી હતી તેથી બોલી, "એમ શું કરોછો? હું તમારા પિતા રાજાને ચહાઉંછું અને તમને પણ ચહાઉં છું. થોડા દિવસમાં તમારા પિતા અહીં આવી પહોંચશે; અને તે વખતે તમારૂં રૂપ બદલાયેલું જોઈ તે એમજ સમજશે કે, અમે તમારી બરાબર સંભાળ લીધી ન હતી.

મહેરબાની કરીને એની સાથે ફરવા જાઓ,' અને પાછાં આનંદી થાઓ. કૃપા કરીને ફરવા જાઓ, અને જે ચહેરાએ વૃદ્ધ અને જુવાનોનાં ચિત્તો ચોર્યાં છે તેની સંભાળ રાખો." મેરીનાની મરજી ન હતી છતાં તે બોલી, "મારી મરજી નથી છતાં હું જઇશ." ડાયોનીસાએ ત્યાંથી જતાં જતાં લીઓનાઇનને કહ્યું, "મેં કહ્યું છે તે યાદ રાખજે!" આ કમકમાટ ભરેલા શબ્દો એવું સૂચવતા હતા કે, મેરીનાને મારી નાંખવાનું યાદ રાખજે.

પોતાની જન્મભૂમિ દરિયા તરફ જોતી મેરીના બોલી, "આ પવન પશ્ચિમ તરફનો ફુંકે છે?" લીઓનાઇને જવાબ આપ્યો, "નૈઋત્ય કોણનો." તે બોલી, "જ્યારે હું જન્મી ત્યારે ઉત્તર તરફનો પવન હતો." આમ બોલતાં તોફાન અને પવન તેમજ પોતાના બાપની દિલગીરી અને માતાનું મરણ એ બધું તેને યાદ આવી ગયું. તે બોલી, "લાયકોરીડા કહેતી હતી તેમ મારો બાપ કદી ડરતો ન હતો, પણ "ભલા ખલાસીઓ, હીમત પકડો" એમ કહેતો, અને પોતાના રાજવંશી હાથે દોરડાંઓ ખેંચતો, તથા વહાણનો ડોલ પકડીને વહાણને ભાગીને કટકા થઈ જતાં તે બચાવતો." લીઓનાઇને પૂછ્યું, "આ કયારે બન્યું?" મેરીનાએ જવાબ આપ્યો, "મારા જન્મ વખતના જેવો દરિયો ઉછળતો હતો અને પવન તોફાની હતો તેવું બીજી કોઈ વખત બન્યું ન હતું." પછી તેણે તોફાન, ખલાસીઓનાં કામ, તેમનાં કકળાણ, તથા વહાણ ધણીના મોટે સાદેના હુકમોનું વર્ણન કહી સંભળાવ્યું. તે બોલી, "તેનાથી વહાણ ઉપરના બધા ગુંચવાયા હતા." લાયકોરીડાએ તેની પાસે તેના જન્મની હકીકત કહી હતી તે બધી તેની યાદદાસ્તમાં ઉભરી આવી. પણ અહીં લીઓનાઇને તેને બોલતી અટકાવીને પ્રાર્થના કરી લેવા કહ્યું. કાંઈ પણ કારણ જાણ્યા વગર મેરીના ડરવા લાગી, તે બોલી, "તમે શું કહોછો?" લીઓનાઇને કહ્યું, "પ્રાર્થના કરવા માટે થોડો વખત જોઇતો હશે તો હું આપીશ; પણ વધારે કંટાળો ઉપજાવશો નહિ. ઈશ્વર તે સાંભળવાને સદા તૈયાર હોય છે, વળી મેં મારૂં કામ ઉતાવળથી કરવા માટે સોગન ખાધા છે." મેરીનાએ કહ્યું, "મને તમે મારી નાંખશો! અફસોસ! શા

માટે ! " લીઓનાઇને જવાબ આપ્યો, " મારી શેઠાણીને સંતોષ આપવા માટે." મેરીનાએ કહ્યું, " તે શા માટે મારો જીવ લેવા માગે છે ! મારી આખી જીંદગીમાં મેં એને કાંઈ પણ ઈજા કરી નથી એવું મને યાદ છે. હું અયોગ્ય શબ્દ પણ બોલી નથી તેમ કોઈ પણ જીવતા પ્રાણીને દુઃખ આપ્યું નથી. એટલું તો સત્ય માનજો કે, મેં કોઈ દહાડે ઉંદર કે માખી પણ મારી નથી. એક દિવસ અજાણતાથી એક કીડા ઉપર મારો પગ પડ્યો હતો, અને તેથી હું રડી હતી. તો હું એનું તે શી રીતે અપમાન કરૂં!" ખુની બોલ્યો, " તમારો વાંક છે કે નહિ તે વિષે તપાસ કરવા મને જરૂર નથી, મારા હુકમ સાથે મારે જરૂર છે." તે તેને મારી નાંખવા જતો હતો એટલામાં કેટલાક ચાંચીઆઓ તે ઠેકાણે ઉતર્યા અને મેરીનાને જોઇ તેને પોતાના ઇનામ તરીકે પકડીને પોતાના વહાણ ઉપર લઈ ગયા.

ચાંચીઆઓ મેરીનાને મીટલીન શહેરમાં લઈ ગયા, અને ત્યાં તેને ગુલામ તરીકે વેચી, જ્યાં તે પોતાની આવી હલકી અવસ્થામાં પણ પોતાની સુંદરતા અને સદ્ગુણથી બધાને વહાલી થઈ પડી; અને જેણે તેને ખરીદી હતી તે પણ થોડા વખતમાં તેના ઉદ્યોગથી પૈસાદાર થઈ પડ્યો. નાચ, ગાયન, અને ભરત ભરતાં શીખવી, પોતાના ચેલાઓ પાસેથી મળતા પૈસા તે પોતાનાં શેઠ શેઠાણીને લાવી આપવા લાગી. તેની વિદ્યા અને ઉદ્યોગની કીર્તિ આખા શહેરમાં ફેલાઈ ગઈ. તે શહેરના હાકમ લાઇસીમેકસ નામના ઉમરાવના સાંભળવામાં તેની કીર્તિ આવી. જેની કીર્તિ આખું શહેર ગાતું હતું તે સદ્ગુણની મૂર્તિને જોવાને તેને ત્યાં તે ગયો. તેની વાતચીતથી લાઇસીમેકસ અતિ આનંદ પામ્યો, કારણ કે તેની જે કીર્તિ તેણે સાંભળી હતી તે મેરીના આટલી બધી અક્કલવાન્, આટલી સદ્ગુણી અને ભલી હશે એમ તેણે ધાર્યું ન હતું. તેણે તેનાથી છુટા પડતી વખતે કહ્યું કે, તમારા ઉદ્યોગ અને સદ્ગુણમાં મંડ્યાં રહેજો, અને હવે પછી મારા તરફથી તમે જે કાંઈ સાંભળશો તે તમારા ભલાને માટેજ સાંભળશો. લાઇસીમેકસે મેરીનાને બહારથી સુંદર જોઈ તેના કરતાં અંદરથી તે તેને વધારે

સદ્ગુણી જણાઈ. તેની સુંદરતા અને સદાચરણને લીધે તેની સાથે લગ્ન કરવા તેણે ઠરાવ કર્યો હતો અને તેની હાલત ગરીબ હતી છતાં તે અમીર માબાપની દીકરી હતી એમ તે ધારતો; પણ જ્યારે તેનાં માબાપ વિષે કોઈ પૂછતું ત્યારે તે સ્તબ્ધ બની જતી અને રડતી.

હવે થારસસમાં ડાયોનીસાના ક્રોધથી ડરીને, મેરીનાને મારી નાંખી એમ ક્લીઓનાઇને કહ્યું. તે પાપી સ્ત્રીએ તેનું મરણ જાહેર કર્યું અને તેને ભૂમિદાહ કરીને એક ભપકાદાર મિનારો બંધાવ્યો; તે પછી થોડે દિવસે પેરીકલીસ પોતાના વફાદાર વજીર હેલીકેનસને સાથે લઇને ટાયરથી થારસસ પોતાની પુત્રીને મળવા તથા તેને પોતાની સાથે લઈ જવા આવ્યો. ક્લીઓન અને તેની પત્નીને પોતાની બાળક પુત્રી સોંપી ગયો હતો તે પછી તેણે જોઈ ન હતી તેથી પોતાની મરનાર રાણીની વહાલી પુત્રીને જોઇને પોતાને કેટલો આનંદ થશે તે વિષે તે ભલો રાજા વિચાર કરતો હતો. પણ મેરીના મરણ પામી છે એવું તેણે સાંભળ્યું તથા તેની ઉપર બાંધેલો મિનારો જોયો ત્યારે આ કંગાલ પિતાની દિલગીરીનો પાર ન રહ્યો. જ્યાં પોતાની છેલ્લી આશા અને પોતાની રાણી થેઇસાની ઘોર હતી ત્યાં વધારે વખત ન રહેવા વિચાર કરી તે ત્યાંથી હંકારી ગયો. જે દિવસથી તેનું વહાણ હંકાર્યું તેજ દિવસથી તે સુસ્ત અને ઉદાસ થયો. તે કદી પણ બોલતો ન હતો અને પોતાની આસપાસ શું બને છે તે પણ જાણતો ન હતો.

થારસસથી ટાયર જતાં રસ્તામાં મીટેલાઇન શહેર જ્યાં મેરીના રહેતી હતી ત્યાં તેઓ આવી પહોંચ્યા. ત્યાંના હાકમ લાઇસીમેકસના જોવામાં આ રાજવંશી વહાણ આવ્યુ, ત્યારે તેની અંદર કોણ છે તે જોવાની લાલચે તે મછવામાં બેસી તેની પાસે ગયો. હેલીકેનસે તેને માન આપીને કહ્યું કે, આ વહાણ ટાયરથી આવ્યું હતું અને ત્યાંના રાજા પેરીકલીસને ત્યાં લઈ જતા હતા. તે બોલ્યો, "સાહેબ, આ રાજા ત્રણ મહિના થયાં એક શબ્દ પણ બોલ્યા નથી, તેમજ પેટ ભરીને તેમણે ખાધું પણ નથી, પણ માત્ર તેમની દિલગીરી વધી છે. એની દિલગીરીનું

મુખ્ય કારણ તેની પુત્રી અને રાણીના નાશનું છે.” લાઇસીમેકસે આ દુઃખી રાજાને જોવા માગ્યો. તેને જોતાંજ તે કોઈ ભલો રાજા હશે એમ તેણે ધાર્યું, તે બોલ્યો, “રાજા સાહેબ, ઇશ્વર તમારૂં ભલું કરો, તમારૂં કલ્યાણ થાઓ, રાજ!” પણ તે બધું ફોકટ ગયું. પેરીકલીસે કાંઈ જવાબ ન આપ્યો, તેમજ કોઈ બહારનો માણસ પોતાની પાસે આવ્યો છે એમ પણ તેણે ન જાણ્યું. લાઇસીમેકસે ધાર્યું કે, અનુપમ મેરીના પોતાની મધુર જીભે આ રાજાની દિલગીરી દૂર કરી શકશે. હેલીકેનસની રજા લઈ તેણે મેરીનાને વહાણ ઉપર તેડાવી મંગાવી. જે વહાણમાં પોતાનો બાપ દિલગીરીથી ઘેરાયેલો બેઠો હતો તે વહાણ ઉપર જ્યારે તે આવી ત્યારે જાણે પોતાની રાજકુંવરીને આવકાર આપતા હોય તેવો આવકાર તેઓએ તેને આપ્યો. તેઓ બોલી ઉઠયા, “આ બહાદૂર સુંદરી છે.” તેનાં વખાણ સાંભળી, આનંદ પામીને લાઇસીમેકસ બોલી ઉઠયો, “તે એવીજ છે. પણ એ ઉચ ખાનદાનમાં જન્મી છે એટલુંજ હું જાણું તો એને મારી પત્ની કરી હુ ભાગ્યશાળી થાઉં.” પછી તે હલકા કૂળની દેખાતી જાણે ઉચ ખાનદાનમાં જન્મી હોય તેમ તેને તેણે સભ્યતાથી બોલાવવા માંડી, તેને સુંદર અને અનુપમ મેરીનાના નામથી બોલાવી, આ વહાણનો માલેક રાજા દિલગીરીમાં બેસી રહ્યો હતો તે વાત કહી સંભળાવી; અને જાણે તેને પાછો સાવધ, સુખી અને બોલતો કરવાની મેરીનામાં શકિત હોય એવું જણાવ્યું. મેરીનાએ કહ્યું, “સાહેબ, એમને સુખી કરવામાં હુ મારાથી બનતું કરીશ. પણ એમની પાસે મારી દાસી સિવાય મારી સાથે બીજા કોઇએ આવવું નહિ.”

પોતે કોણ હતી તે વાત તેણે મીટલીનમાં છૂપાવી રાખી હતી, પોતે રાજકુમારી હતી તેમાંથી ગુલામી હાલતમાં આવી હતી એમ કહેતાં તેને શરમ લાગી; તેથી તેણે પોતાની હાલતમાં થયેલા ફેરફારની વાત પેરીકલીસની આગળ કહેવા માંડી, પોતે ઉચી પદવીમાંથી કેમ નીચે પડી હતી તે કહ્યું. પોતાના દુઃખની બીના જાણે પોતાના પિતા આગળ કહેતી હોય એમ તેને લાગ્યું. તે એમ કહેતી હતી કે, આ સંસારમાં ઘણાં મનુષ્યોને દુઃખ પડે છે તેમાંના એકાદનો હેવાલ જો રાજાના

સાંભળવામાં આવે તો તે સાંભળી તેનું મન કાંઈક વળે. તેની મધુર વાણીથી રાજાની ઉપર કાંઇક અસર થઈ. તેની આંખો જે ઘણો વખત થયાં એક ઠેકાણે સ્થિર હતી, તે હવે તેની તરફ ફરી; અને મેરીના પોતાની માતાના જેવીજ હતી તેણે રાજાના મન ઉપર કાંઈક અસર કરી. લાંબા વખતનો મુગો થયેલો રાજા ફરીથી બોલતો સંભળાયો. પેરીકલીસ બોલ્યો, "મારી વહાલી રાણી આ કુમારિકાના જેવીજ હતી, અને પુત્રી આજ આના જેવડીજ હોત. મારી રાણીનો દેખાવ, સીધું કદ, રૂપેરી અવાજ, સુંદર આંખો, બધું આના જેવુંજ હતું. છોકરી, તું કયાં રહે છે? તારાં માબાપ કોણ છે? તને મેં એમ બોલતાં સાંભળી છે કે, તને ગેરઇનસાફ થયો છે; અને તું એમ ધારે છે કે, તારૂં અને મારૂં દુઃખ એકસરખુંજ છે." મેરીનાએ કહ્યું, "એવું કાંઈક મેં કહ્યું ખરૂં. મારા વિચારમાં જે સારૂં લાગ્યું તે મેં કહ્યું." પેરીકલીસે કહ્યું, "તારી વાત મને કહે. મારા કરતાં એક હજાર ભાગ ઓછું દુઃખ તેં સહન કર્યું હશે તોપણ હું એમ સમજીશ કે તારી છાતી મરદના જેવી છે, તું મારી એક છોકરીના જેવી છે. અરે સૌથી મયાળુ કુમારિકા! તેં તારૂં નામ કેમ ખોયું! તારી વાત કર. આવ મારી પાસે બેસ." પણ તેનું નામ મેરીના હતું એમ સાંભળીને પેરીકલીસ આશ્ચર્ય પામ્યો. કારણ કે તે કાંઈ વપરાતું નામ ન હતું, પણ પોતાની પુત્રી દરિયામાં જન્મી તેની યાદદાસ્ત કાયમ રાખવા માટે તે નવું શોધીને પાડયું હતું. તે બોલ્યો, "તું મારી મશ્કરી કરે છે. મારી ઉપર કોપેલા કોઇ દેવે દુનિયામાં મારી મશ્કરી થાય એટલા માટે તને અહીં મોકલી છે." મેરીના બોલી, "ભલા સાહેબ, શાંત થાઓ, નહિ તો મારે અહીં વાત બંધ પાડવી પડશે." પેરીકલીસે કહ્યું, "ઠીક છે, હું શાંત થઇશ. તારૂં નામ મેરીના છે એમ સાંભળીને મને કેટલું આશ્ચર્ય થાય છે તે તું જાણતી નથી." તે બોલી, "એ નામ મારો બાપ, જે એક સત્તાવાન રાજા હતો તેણે પાડયું હતું." પેરીકલીસે કહ્યું, "હેં એક રાજાની પુત્રી! અને મેરીના નામ! પણ તું ખરેખર લોહી અને માંસની બનેલી છે? તું પરી તો નથી? બોલ, બોલ, તું કયાં જન્મી હતી? તને મેરીના શા માટે કહે છે.?"

તેણે જવાબ આપ્યો, "હું દરિયામાં જન્મી હતી તેથી મને મેરીના કહે છે. મારી માતા એક રાજાની પુત્રી હતી; તે મને જન્મ આપતાં મરણ પામી, એ વાત મારી ભલી દાયા લાયકોરીડાએ ઘણી વખત રડતાં રડતાં કહી છે. મારા રાજ્યપિતાએ મને થારસસમાં મૂકી, ત્યાં કલીઓનની ક્રૂર સ્ત્રીએ મારો જીવ લેવા ધાર્યો ત્યાં સુધી રહી. કેટલાક ચાંચીઆઓ મને મોતમાંથી છોડવી, અહીં મીટલીનમાં લાવ્યા. પણ ભલા સાહેબ, તમે શા માટે રડો છો ! સાહેબ, તમે મને જુઠ્ઠી ધારતા હશો, પણ જો ભલા રાજા પેરીકલીસ જીવતા હોય તો તેની હું પુત્રી છું." પોતે જાગે છે કે સ્વપ્ન જુએ છે તેની ખાત્રી કરવા માટે તેણે બૂમ પાડી પોતાના માણસોને પેરીકલીસે બોલાવ્યા. પોતાના વહાલા રાજાનો સ્વર સાંભળી તેઓ આનંદ પામ્યા. તેણે હેલીકેનસને કહ્યું, 'અરે હેલીકેનસ, મને પકડ, મને દબાવ, મને ઈજા દે, નહિ તો આ મોટો સમુદ્ર મારા નાશનું કારણ બનશે. અરે અહીં આવ. તું સમુદ્રમાં જન્મી હતી, થારસસ દટાઈ હતી, અને સમુદ્રમાં પાછી મળી છે. અરે હેલીકેનસ, ઘુંટણીએ પડી ઈશ્વરનો આભાર માન ! આ મેરીના છે. દીકરી, તારૂં કલ્યાણ થજો ! મારા હેલીકેનસ, મને બીજાં કપડાં આપો ! પેલી ઘાતકી ડાયોનીસાએ કહ્યું તેમ તે થારસસમાં મરણ પામી ન હતી. જ્યારે તું તેની પાસે ઘુંટણીએ પડી એને તારી રાજકુમારી તરીકે બોલાવશે ત્યારે તે તને બધી વાત કહેશે. આ કોણ છે ?" ( લાયસીમેકસને આ પહેલીજ વાર જોઈને તેણે પૂછ્યું. ) હેલીકેનસે ઉત્તર આપ્યો, "સાહેબ, એ મીટલીનના હાકેમ છે, અને તમારી દુઃખી હાલત વિષે સાંભળી તમને મળવા આવ્યા હતા." પેરીકલીસે કહ્યું, "સાહેબ, તમને જોઈ હું આનંદ પામ્યો છું. મારો ઝભ્ભો મને આપો ! હું જોઈને સુખી છું–પુત્રી ઈશ્વર તારૂં કલ્યાણ કરો ! અરે, પણ સાંભળો ! આ ગાયનનો સ્વર ક્યાંથી આવે છે ?–" કાંતો કુદરતી હોય કાંતો તેને થયેલા આનંદે તેને ઠગ્યો હોય, પણ જાણે તે મધુર અવાજ સાંભળતો હોય એવો દેખાયો. હેલીકેનસે જવાબ આપ્યો, "મારા લૉર્ડ, હું કાંઈ સાંભળતો નથી." પેરીકલીસે કહ્યું, "નહિ, એ તો હવામાં સંભળાય છે." વાજીંત્રનો અવાજ સંભળાતો ન હતો તેથી

લાઇસીમેકસે ધાર્યું કે, ઓચીંતા પ્રાપ્ત થયેલા આનંદથી તે રાજાનું મગજ ચસકી ગયું છે. તેણે કહ્યું, "એની વિરૂદ્ધ બોલવું ઠીક નથી." પછી તેમણે કહ્યું કે, હા અમે સાંભળીએ છીએ. તેની આંખમાં ઉંઘ આવવા લાગી, લાઇસીમેકસે તેને સુઇ જવા ભલામણ કરી. પોતાના માથા નીચે તકીઓ મૂકી, આનંદથી તે ઉંઘી ગયો, અને મેરીના પોતાના ઉંઘતા બાપના કોચ આગળ ગુપચૂપ બેસીને તેની ચોકી કરવા લાગી.

જ્યારે તે સુતો હતો એટલામાં તેને સ્વપ્ન આવ્યું અને તેથી તેણે એફેસસ જવા નિશ્ચય કર્યો. તેને સ્વપ્ન આવ્યું કે, એફેસસની ડાયેના દેવી તેની સામે દેખાઇ, ને તેણે તેને આજ્ઞા કરી કે એફેસસમાં તેના મંદિરમાં જઈ પોતાની જીંદગી અને દુઃખોનું વર્ણન કરવું અને પોતાના રૂપેરી ધનુષ્યના સોગન ખાઇને કહ્યું કે, જો તે તેમ કરશે તો તેને અસાધારણ લાભ થશે. જ્યારે તે જાગ્યો ત્યારે તેને શાંતતા વળી હતી, તેણે પોતાના સ્વપ્નની વાત કહી અને દેવીની આજ્ઞા પ્રમાણે ચાલવા પોતાનો ઇરાદો જાહેર કર્યો.

પછી લાઇસીમેકસે પેરીકલીસને કિનારે ઉતરવાનું નોતરૂં દીધું, અને પોતાથી બની શકતી ગમત મીટેલીનમાં આપવા કહી. પેરીકલીસે એક બે દિવસ સુધી તેની મિજબાની લેવા કબૂલાત આપી. મેરીનાના ખાનદાન વિષે ખબર ન હતી તે વખતે પણ લાઇસીમેકસ તેને ચહાતો હતો ત્યારે હવે તે રાજકુળની છે એવી ખબર પડી ત્યારે તેમાં વધારો થાય અને પોતાની વહાલી મેરીનાના બાપને આનંદ આપવા માટે તે ભપકાદાર મિજબાનીઓ, મેળાવડાઓ, તમાશાઓ વગેરે કરે તે વિચારવું સહેલ છે. લાઇસીમેકસ મેરીના ઉપર પ્રેમ રાખે છે એવું પેરીકલીસના જાણવામાં આવ્યું છતાં, પોતાની પુત્રીની ગરીબ અવસ્થા વખતે પણ તેણે તેની તરફ માન રાખ્યું હતું તેથી તે પ્રેમ અયોગ્ય ન જણાયો, તેમ મેરીનાએ પણ નાખુશી ન બતાવી. પણ પેરીકલીસે પોતાની રજા આપવા પહેલાં એક કબૂલાત કરી તેણે એફેસસમાં ડાયેના દેવી પાસે પ્રથમ આવવું. થોડા દિવસ પછી તેમણે મુસાફરી શરૂ કરી અને દેવીની કૃપાથી સારો પવન વાયો તેથી થોડા વખતમાં તેઓ સહીસલામત એફેસસમાં આવી પહોંચ્યાં.

જ્યારે પેરીકલીસ પોતાની સાથેના માણસો સાથે દેવળમાં પેઠો ત્યારે દેવીનાં ચાચર પાસે ભલો સેરીમન ( જે અવસ્થાએ કરીને વૃદ્ધ થયો હતો ) જેણે પેરીકલીસની રાણીને બચાવી હતી તે ઉભો હતો; અને થેઇસા જે હાલ ત્યાં પૂજારણ હતી તે પણ ત્યાંજ ઉભી હતી. ઘણા વરસનાં દુઃખ અને દિલગીરીથી પેરીકલીસ જો કે બદલાઇ ગયો હતો તો પણ થેઇસાએ તેને પોતાના પતિ તરીકે ઓળખ્યો, અને જ્યારે તે પાસે આવીને બોલવા લાગ્યો ત્યારે તેનો અવાજ ઓળખી, તેના શબ્દો આશ્ચર્ય પામીને આનંદથી સાંભળવા લાગી. પેરીકલીસ આ પ્રમાણે બોલવા લાગ્યો, " હે દેવી ડાયેના ! હું તમારી આજ્ઞા પ્રમાણે અત્રે આવ્યો છું. હું કબુલ કરૂંછું કે, હું ટાયરનો રાજા છું, બીકને લીધે મારો દેશ મૂકી નાશી ગયો હતો, અને પેન્ટાપોલીસમાં સુંદર થેઇસાને પરણ્યો હતો. તે કસૂવાવડમાં મરણ પામી, પણ તેણે એક બાળક પુત્રીને જન્મ આપ્યો. તેનું નામ મેરીના પાડયું. તેને ઉછેરી મોટી કરવા માટે થારસસમાં ડાયોનીસાને ત્યાં રાખી, પણ તેની ચૌદ વરસની વયે તેણે તેને મારી નંખાવવા માંડી, પણ સુભાગ્યે તે મોતમાંથી બચીને તે મીટલીનમાં રહી, ત્યાં મારૂં વહાણ જઈ પહોંચ્યું, અને ભાગ્યને યોગે આ છોકરી મારા વહાણમાં આવી, અને પોતાના યાદદાસ્તથી પોતાના જન્મની વાત કહીને મારી પુત્રી તરીકે જાહેર થઈ."

આ શબ્દોએ પોતામાં થતો ફેરફાર થેઇસા સહન કરી ન શકી, તેથી બૂમ પાડી ઉઠી, " અરે મહારાજા પેરીકલીસ, તમેજ છો,—" તે મૂર્છિત થઈ પડી. પેરીકલીસે કહ્યું, "આ સ્ત્રી શું કહે છે? અરે એ મરી જાય છે ! ગૃહસ્થો, મદદ કરો–" સેરીમને કહ્યું, " સાહેબ તમે હમણાં ડાયેના દેવીની સામે જે કહ્યું તે ખરૂં હોય તો આ તમારી પત્ની છે." પેરીકલીસે કહ્યું, " માનવંત સાહેબ, એમ બનેજ નહિ; મેં મારા હાથેથી એને દરિયામાં નાંખી દીધી હતી." પછી સેરીમને, એક તોફાની સવારે દરિયામાંથી તેને કેવી રીતે ઘસડી કાઢી હતી, તે પેટી ઉઘાડતાં અંદર કેવું કીમતી ઝવેરાત અને કાગળ લખેલો નીકળ્યો હતો, પોતે તેને કેવી રીતે જીવતી કરી, તેને આ મંદિરમાં મૂકી હતી વગેરે બાબત કહી સંભળાવી.

હવે થેઇસા પોતે શુદ્ધિમાં આવી તે બોલી, 'અરે મારા લૉર્ડ, શું તમે પેરીકલીસ નથી ? તમે તેની પેઠેજ બોલોછો, તેના જેવાજ દેખાઓછો. તમે એક તોફાન, એક જન્મ અને એક મરણની વાત હમણાં ન કરી ?" તે આશ્ચર્ય પામીને બોલ્યો, "આ તો મરનાર થેઇસાનો અવાજ છે !" તે બોલી, "હું થેઇસા છું. જેને તમે મરણ પામેલી અને ડુબી મૂવેલી ધારોછો." ખરા આશ્ચર્યના ઉભરાથી તે બોલી ઉઠયો, "અરે સાચી ડાયેના !" થેઇસા બોલી, "હવે મેં તમને પુરેપુરા ઓળખ્યા છે. તમારી આગળી ઉપર વીંટી છે તે મારા બાપે પેન્ટાપોલીસમાં તમારાથી છૂટા પડતાં આંખમાં આંસુ લાવી પોતાની યાદગીરી તરીકે તમને આપી હતી." પેરીકલીસ બોલી ઉઠયો, "અરે બસ, બસ ! ઇશ્વરનો ઉપકાર થયો. મારી ઉપર પડેલું દુઃખ હવે મને રમત જેવું દેખાય છે. થેઇસા, આવ, મારા હાથમાં ફરીથી ડટા."

મેરીના બોલી, "મારૂં મન મારી માતાને ભેટવા માટે તલપે છે." પછી પેરીકલીસે પોતાની પુત્રીને તેની માતાને બતાવતાં કહ્યું, "જો, તારી પાસે આ કોણ ધુંટણીએ પડ્યું છે ? તારા શરીરનું શરીર, દરિયામાંનો તારો બોજો, અને તે દરિયામાં જન્મી હતી તેથી તેનું મેરીના નામ પાડયું હતું તે." થેઈસા બોલી, "મારી વહાલી, તારૂં કલ્યાણ થજો !" તે તેને ભેટી પડી અને આનંદથી તેની તરફ જોતી હતી, એટલામાં પેરીકલીસ ડાયેના દેવી સામે ધુંટણીએ પડી બોલ્યો, "પવિત્ર ડાયેના, મારી ઉપર ફવડો મોટો આભાર કર્યો. હું તમને રાતના બલિદાન આપીશ." અને તેજ વખતે અને ત્યાંજ પોતાની પત્ની થેઇસાની મરજી પૂછીને સદ્દગુણી મેરીનાને ભલા લાઇસીમેકસ સાથે પરણાવી દીધી.

આ રીતે પેરીકલીસ, તેની રાણી અને પુત્રીમાં સદ્દગુણનો દાખલો મળે છે. ( કુદરતે તેમને દ્દઢતા અને સબુરી સહેવા શીખવ્યું હતું, ) અને આખરે બધું દુઃખ ટળી સુખ થયું તે જાણવાનું છે. હેલીકેનસમાં પણ આપણે સત્યતા, પ્રમાણિકપણું અને રાજ્ય ભક્તિનો વખાણવા લાયક નમુનો દીઠો, તે પોતે રાજ્યનો માલેક થઈ પડત, પણ પારકાને ભોગે પોતે મોટી પદવી મેળવવા કરતાં તેના ખરા માલેકને પાછી આપી તેણે વધારે

કીર્તિ મેળવી. ભલા સેરીમને થેઈસાને પાછી જીવતી કરી તેથી જ્ઞાનના સાધનથી ભલમનસાઇ કેવી આવે તે તથા મનુષ્ય પ્રાણી ઉપર ઉપકાર કરવાથી ઇશ્વરી સ્વભાવની લગભગ કેટલો જાય છે તે વિષેની સૂચના મળે છે. હવે કલીઓનની પાપી સ્ત્રી ડાયોનીસા વિષે કહેવાનું રહ્યું છે, તેને તેના લાયક શિક્ષા થઈ. થારસસના લોકોને સેરીના વિષેની બધી ખબર પડી ત્યારે તેઓએ એકઠા થઇને પોતાનું ભલું કરનારની પુત્રીનું વેર લેવા માટે કલીઓનના મહેલને આગ લગાડી અને તેમાં તે બેઉ જણ પોતાના ઘરખટલા સાથે બળી મૂવાં. આવું કમકમાટ ઉપજાવે એવું ખુન કરવાનો ઇરાદો કર્યો હતો પણ તે પ્રમાણે નીપજ્યું ન હતું તોપણ આવા પાપી કૃત્યની વાજબી શિક્ષા થઈ તેથી દેવતાઓ પણ ખુશી થયેલા દેખાયા.

---

# OTHELLO. ઑથેલો.

વેનીસના બ્રેબેનશીઓ નામના રાજ સભાસદને ડેસડીમોના નામે સુંદર પુત્રી હતી, તેના ઘણા સદ્ગુણો અને તે પૈસાદાર માબાપની પુત્રી હતી, તેથી ઘણા જણ તેની સાથે લગ્ન કરવા ઇચ્છા રાખતા હતા. પણ તેના દેશના અને વર્ણના પુરુષોમાંનો કોઇ પણ આ કુમારિકાના ધ્યાનમાં ન ઉતર્યો; કારણ કે તેનો વિચાર માણસના બહારના સુંદર દેખાવ કરતાં તેના અંદરના ગુણો તરફ વધારે દોડે તેમ હતું, અને તેટલા માટે તેનો વિચાર એક મુર જાતનો હબસી, જેને તેનો બાપ વારંવાર નોતરતો હતો તેની ઉપર થયો હતો. ડેસડીમોના રૂપ તરફ ન જોતાં માત્ર પોતાના આશકના ગુણ ઉપર મોહિત થઈ હતી એ ગુણ તેનામાં સ્તુતિપાત્ર હતો. અમીરી ઑથેલો માત્ર કાળો હતો એટલીજ તેનામાં ખામી હતી, બાકી બધી રીતે આ ઉંચ કુળની કુમારિકાને વરવા યોગ્ય સકલ ગુણ સંપન્ન હતો. તે એક યોધ્ધો વીર હતો. તુર્ક લોકોની સામેની લઢાઇમાં તે વેનીસ તરફનો સરદાર થયો હતો અને રાજ્ય તરફથી તેને માન મળતું તથા ભરોસો રખાતો હતો.

તે એક મુસાફર હતો, અને ડેસડીમોના, (સ્ત્રીઓની ટેવ મુજબ) તે પોતાના સાહસની વાતો કરતો તે સાંભળવા ચહાતી અને તે પહેલેથી બધી વાતો કરતો. લડાઇઓ, ઘેરાઓ અને બીજાં સાહસ વર્ણવતો; જમીન અને દરિયા માર્ગે સહન કરેલાં સંકટો કહેતો; કિલ્લાઓમાં દાખલ થતાં અથવા તોપની સામે જતાં મરતાં તે કેવી રીતે બચ્યો હતો તે કહેતો; એક વખત એક ઉદ્ધત શત્રુએ તેને કેવી રીતે કેદ પકડીને ગુલામ તરીકે વેચ્યો હતો તે વર્ણવતો તે વખત તેણે કેમ કાઢયો તથા કેવી રીતે નાશી છુટયો તે પણ કહ્યું; તે સાથે વળી પારકા દેશમાં પોતે જોયેલા નવાઈ જેવા દેખાવો, મોટાં વનો, અદ્‌ભુત ગુફાઓ, પથ્થરની ખાણો, વાદળાંઓ સુધી પહોંચતા શિખરવાળા પર્વતો અને ખડકો; માણસખાઉ જંગલીઓ, અને આફ્રિકા ખંડમાં ખભા નીચે જેમનું માથું હોય છે એવા લોકો; આ મુસાફરની આવી આવી વાતોથી ડેસડીમોનાને એવી તો મોહની લાગી કે તે જ્યારે તે વાત સાંભળવા બેઠી હોય તે વખતે ઘરના કાંઈ કામ માટે કોઇ બોલાવતું તો તે કામ ઝટ ઉકેલી લઇ પાછી ને વાત સાંભળવા આવી બેસતી. ઑથેલો પોતાની વાત ઘણી છટાથી કરતો હતો તેથી ડેસડીમોનાએ તેની વિનંતિ કરી કે, તેણે પોતાની વાત ટુંક ટુંક કહી સંભળાવી છે તે તેણે અથથી ઇતિ સુધી કહી સંભળાવવી. તેણે તેની અરજ સ્વીકારી અને પોતાની જુવાનીમાં સહન કરેલા બધા દુઃખનો હેવાલ તેની આગળ કહી સંભળાવીને તેની આંખોમાંથી આંસુ પડાવ્યાં.

તેની વાત પુરી થઇ એટલે ડેસડીમોનાએ તેણે સહન કરેલા દુઃખને માટે ઉપરાસાપરી ડચકાં ખાધાં; તેણે સમ ખાઇને કહ્યું કે, તમારી બધી વાત મને અત્યંત નવાઇ જેવી, અને દયાજનક, અત્યંત દયાજનક લાગે છે. તેણે કહ્યું કે, આ વાત જો તેણે ન સાંભળી હોત તો સારૂં થાત, તોપણ તેણે ઇચ્છયું કે, તે તેના જેવી પુરુષ થઈ હોત તો સારૂં. તેણે તેનો ઉપકાર માનીને કહ્યું કે, તમારો કોઇ મિત્ર મારી સાથે પ્રીતિ જોડવા માગતો હોય તેને તમે તમારી આ વાત છટાબંધ કહેતાં શીખવજો. માત્ર ઉપકાર માનવાના કરતાં મનહરણ કરી લે એવી રીતે તેણે આ જે સૂચના કરી. તેથી ઑથેલો તેની વૃત્તિ માત્ર સમજી ગયો એટલુંજ નહિ, પણ

આ સદ્‌ગુણી નારીને પરણીને પોતાની કરવાનો તેનો વિચાર જે તેણે ગુપ્ત રીતે મનમાંજ રાખ્યો હતો તે પણ તેની પાસે ખુલ્લો કર્યો.

ઑથેલોનાં રૂપરંગ તથા સંપત્તિ એવાં ન હતાં કે, જેથી બ્રેબેનશીઓ તેને પોતાની પુત્રી આપે એવી આશા રાખી શકાય. તેણે પોતાની પુત્રીને એ બાબતમાં તેની મરજી પ્રમાણે ચાલવા રજા આપી હતી; પણ પોતાની પુત્રી તે વખતના રિવાજ પ્રમાણે કોઇ કુળવાન ઉમરાવ અથવા રાજદરબારીને પસંદ કરશે એવી તેણે આશા રાખી હતી. પણ તે પોતાના આવા વિચારમાં ઠગાયો હતો. આ મુર ઑથેલો જો કે કાળો હતો તોપણ તેની ઉપર ડેસડીમોનાનો પ્રેમ બંધાયો હતો. તેના શરીરના રંગ કરતાં તેની વીરતા અને તેના ગુણો તરફ તેનું મન વધારે ખેંચાયું હતું. જે પુરુષે તેનું મન જીતી લીધું હતું તેના શરીરનો વર્ણ એવો હતો કે કોઇપણ કુમારિકા તેની સાથે લગ્ન કરવા કબુલ ન થાય. પણ ડેસડીમોનાએ તો વેનીસના ઉમરાવી ખાનદાનના બધા ગૌરવર્ણ અને ઉજ્વલ કાંતિના જુવાનોને તજી દઈ તેની સાથે પ્રીતિ જોડી.

તેમણે છૂપી રીતે લગ્ન કર્યાં, પણ બ્રેબેનશીઓ વધારેવાર છુપો રહી ન શકયો, તેણે રાજસભામાં તે મુર ઑથેલો સામે ફરિયાદ કરી કે, તેણે ધંતરમંતર અને જાદુ કરીને મારી સુદર પુત્રીને ભોળવી છે અને તેના બાપની રજા વગર તથા પરોણાગતના બંધનનો ભંગ કરીને તેની સાથે લગ્ન કર્યાં છે.

પણ આ વખતે વેનીસની રાજસભાને ઑથેલોની જરૂર પડી હતી. એવી ખબર આવી હતી કે, તુર્કી લોકો, સાઇપ્રસ બેટ જે વેનીસ સરકારને તાબે છે તે જીતી લેવા માટે મોટું સૈન્ય એકઠું કરે છે. રાજસભાએ ઑથેલો તરફ નજર ફેરવી; તે એકલોજ તુર્કીઓ સામે લડીને સાઇપ્રસનો બચાવ કરે એવો હતો. આ ઉપરથી રાજદરબારે ઑથેલોને તેડાવી મંગાવ્યો. તે એક તરફથી લડાઇનું કામ સિદ્ધ કરવા જનાર ઉમેદવાર અને બીજી તરફ જે અપરાધ માટે મોતની શિક્ષા થાય તેવા અપરાધ કરનાર અપરાધી તરીકે તે રાજસભા સામે ઉભો હતો.

વૃદ્ધ બ્રેબેનશીઓની વૃદ્ધાવસ્થા અને રાજ્યસભાસદ તરીકેની મોટી પદવીને લીધે તેની વાત ધ્યાનથી સાંભળી. તે ગુસ્સે થયેલા બાપે ઑથેલોને અપરાધી ઠરાવવા માટે જેટલા મળ્યા તેટલા બધા પુરાવા લાવીને હાજર કર્યા, અને ઑથેલોને તેનો શો બચાવ હતો તે વિષે પૂછવામાં આવ્યું ત્યારે તેણે પોતાના પ્રેમની બધી વાત ખુલાસાપૂર્વક કહી સંભળાવવાની હતી. ડેસડીમોના આગળ તેણે જેમ વાત કહી હતી તેમ તેણે દરબાર આગળ છટાથી પોતાની બધી વાત કહી સંભળાવી. તેણે એવી તો ઉદાર સ્પષ્ટતાથી પોતાની વાત કહી કે, તેથી ત્યાંનો ડયુક, જે મુખ્ય ન્યાયાધીશ તરીકે ન્યાય કરવા બેઠો હતો, તેણે કહ્યું કે, આવી વાતથી તેની પોતાની પુત્રીના મનનું પણ હરણ થઈ શકે. આ ઉપરથી ખુલ્લું જણાયું કે, ધંતરમંતરથી ઑથેલોએ ડેસડીમોનાને વશ કરી હતી તે માત્ર માણસો પ્રેમ જોડવા માટે જે પ્રમાણિક યુક્તિઓ લગાડે છે તે હતી, અને જાદુ પણ કુમારિકાના કાનને મધુર લાગે એવી વાણી વગર બીજું ન હતું. ઑથેલોની આ વાતની સચ્ચાઈ ડેસડીમોનાને બોલાવીને પૂછતાં તેણે જણાવેલી વાત ઉપરથી ખરી વાત જણાઇ આવી. તેણે કહ્યું કે, મારા પિતાએ મને જન્મ આપી ઉછેરી મોટી કરી અને વિદ્યા ભણવી તેથી તેમની હું આભારી છું, તોપણ મારે મારા માલીક અને પતિ તરફની તેમના કરતાં વધારે મોટી ફરજ બજાવવાની છે. મારી માતાએ પણ પોતાના પિતા કરતાં પતિ ( બ્રેબેનશીઓ ) ઉપર વધારે પ્રીતિ રાખી પોતાનો ધર્મ બજાવ્યો હતો. હવે વાત વધારે આગળ વધારવામાં સાર નથી એમ વૃદ્ધ બ્રેબેનશીઓના જોવામાં આવ્યું, તેથી તેણે મુરને પોતાની પાસે બોલાવીને પોતાની દિલગીરી જણાવી કહ્યું કે, શું કરૂં ન ચાલે મારે તમને મારી દીકરી આપવી પડે છે; તે સાથે વળી તેણે વધાર્યું કે, એટલું તો સારૂં છે કે, તેને બીજી દીકરી નથી, નહિ તો આ ડેસડીમોનાનો દાખલો લઈ મારે તેની તરફ વધારે ઘાતકી થવું પડત અને તેને સખતાઇમાં રાખત.

માણસોને જેમ આહાર અને નિદ્રા સ્વાભાવિક છે તેમ ઑથેલોને લડાઈનાં સંકટો પણ સ્વાભાવિક થઈ પડયાં હતાં, તેથી જેવો આ

બાબતનો નીવેડો થયો તેવોજ તે સાઇપ્રસ જવા તૈયાર થયો. નવાં પરણેલાંઓ જેમ આળસાઇમાં સુખ ભોગવે છે તેમ કરવાને બદલે પોતાનો પતિ કીર્તિ મેળવે એવા વિચારથી ડેસડીમોનાએ તેને ત્યાં જવાની રજા આપી અને પોતે પણ સાથે જવા તૈયાર થઈ.

ઑથેલો અને તેની પત્નિ સાઇપ્રસ પહોંચ્યાં તે વખતે એવી ખબર ત્યાં આવી કે, તોફાનને લીધે તુર્કીઓનો કાફલો વિખરાઇ ગયો છે, અને તરત વેળા તો તેમનો ટાપુ શત્રુઓના હુમલાથી બચેલો હતો. પણ જે લડાઇથી ઑથેલોને ખમવું પડ્યું હતું તે હવે શરૂ થઈ. તેની પત્નિ તરફની અદેખાઇથી જે શત્રુઓ ઉભા થયા હતા તેઓ પરદેશી અને પરજ્ઞાતના શત્રુઓ કરતાં વધારે ભયંકર હતા. આ સરદારના મિત્રોમાં કૅશીઓ કરતાં તેનો બીજો કોઈ વધારે વિશ્વાસુ ન હતો. **મીચેલ કૅશીઓ** એક જુવાન યોધ્ધો હતો, તે ફ્લોરેન્ટાઇનનો રહેવાશી, આનંદી વિલાસી અને મધુર વાણીવાળો હતો, આવી વાણી સ્ત્રીઓને હમેશ પ્રિય હોય છે. તે રૂપાળો, છટાદાર બોલનાર અને જુવાન સુંદરી સાથે પરણનાર વૃદ્ધાવસ્થાની પાસે ગયેલા પુરુષ ( ઑથેલો પણ વૃદ્ધ હતો ) ને ડરાવનાર કાંતિવાન હતો. પણ ઑથેલો અદેખો ન હતો. તે ઉદાર દીલનો અને આવા નીચ કામનો વહેમ ન લાવે એવો હતો. તેણે ડેસડીમોના સાથે પ્રીતિ જોડી તે વખતે કૅશીઓને મધ્યસ્થ તરીકે તેણે રાખ્યો હતો, તેથી તે વારંવાર એક બીજાની પાસે આવજા કરતો હતો. સ્ત્રીઓ ખુશી થાય એવી વાત પોતાને આવડતી નથી એમ વિચારી ઑથેલો ડરતો, પણ તે ગુણો પોતાના મિત્રોમાં હતા તેથી ડેસડીમોના સાથે પોતાની પ્રીતિ જોડાય માટે તેને વારંવાર મોકલતો હતો. તે બહાદુર મુર ( ઑથેલો ) ના આ ગુણો ઠપકાપાત્ર નહિ પણ વખાણવા લાયક હતા. ( એક પતિવૃતા સ્ત્રી જેવી રીતે ગણે છે તેવી રીતે ) ઑથેલો ઉપર જેટલી ડેસડી-મોનાની પ્રીતિ હતી તે કરતાં ઉતરતી પ્રીતિ કૅશીઓ ઉપર હતી, તેમાં કાંઈ આશ્ચર્ય થવા જેવું નથી. એમનાં લગ્ન થયા પછી પણ **મીચેલ કૅશીઓ** તરફની તેમની વર્તણુકમાં ફેરફાર થયો ન હતો. તે વારંવાર તેમને ઘેર જતો અને ઑથેલો પોતે ગંભીર સ્વભાવનો હતો તેથી આ કૅશીઓ

મોકળા મનથી રસિક વાતો કરતો તે સાંભળી આનંદ પામતો. કારણ કે આવા સ્વભાવના માણસો પોતાથી ઉલટી ખાસીયતના માણસને સાંભળીને પોતે મોજ ભોગવે છે. પોતાના મિત્રને બદલે કુશીઓ જ્યારે ડેસડીમોનાની પાસે જતો હતો તે વખતે જેમ આનંદની વાતો કરીને તેઓ રીઝતા હતા તેમ હમણા પણ કરતા હતા.

થોડા વખત ઉપર ઑથેલોએ કુશીઓને લેફ્ટેન્ટની પદવી આપી હતી, આ પદવી વિશ્વાસપાત્ર હતી અને તેને સેનાપતિની પાસે રહેવું પડતું. આ નિમણુકથી ઈયાગો નામનો એક અધિકારી ખીજવાયો, કારણ કે, કુશીઓ કરતાં પોતાનો તે જગા ઉપર વધારે હક હતો એમ તે માનતો, અને કુશીઓની નિંદા કરી તે સ્ત્રીઓના ટોળામાંજ શોભે એમ કહેતો, અને લશ્કર ગોઠવવામાં એક છોકરી કરતાં તેનામાં વધારે સમજણ નથી એમ બોલતો. ઈયાગો કુશીઓને ધિક્કારતો હતો, અને ઑથેલોએ તેનો પક્ષ લીધો તેથી તેને પણ ધિક્કારવા લાગ્યો, તેમ વળી પોતાની સુંદર પત્ની એમેલીઆ સાથે ઑથેલોને આડો વ્યવહાર છે એવો તેને વહેમ ઉપજ્યો હતો તેથી કુશીઓ, ઑથેલો અને ડેસડીમોના ત્રણેનો એક સામટો નાશ થાય એવી યુક્તિ વેર લેવા માટે તેણે ઘડી રાખી.

ઈયાગો કાવાદાવાવાળો હતો. તેણે મનુષ્ય સ્વભાવ વિષે સારી પેઠે મનન કર્યું હતું. શરીરનાં દુઃખો બાદ કરતાં મનને પીડાઓ થાય છે તેમાં અદેખાઇની પીડા સર્વોપરી છે. જો તે કુશીઓ માટે ઑથેલોના મનમાં અદેખાઈ ઉપજાવી શકે તો તેના જેવું વેર બીજું કોઈજ નહિ; અને તેથી કુશીઓ અથવા ઑથેલો અથવા બેઉનું મરણ થાય, પણ તેની તેને દરકાર ન હતી.

તે સરદાર અને તેની પત્નીના સાઇપ્રસ આવ્યા પછી શત્રુનો કાફલો વીખરાઇ જવાના સમાચારથી તે બેટમાં તહેવાર પળાયો. લોકો આનંદમાં વખત ગાળવા લાગ્યા. દારૂનો બહોળો ઉપયોગ થવા લાગ્યો, અને ઑથેલો તથા તેની સુંદર પત્ની ડેસડીમોનાની સલામતીના (દારૂના) પ્યાલા ચારે તરફ ફરવા લાગ્યા. કુશીઓને તે રાતના ચોકી રહેવાનો

ઑથેલોએ હુકમ ફરમાવ્યો હતો, અને તેને આજ્ઞા કરી હતી કે, તેની સાથે આવેલા લશ્કરીઓ વધારે કેફ કરી મારામારી કરી પ્રજાને દુઃખ ન દે તે માટે તેમને વધારે દારૂ પીવા ન આપવો. પોતે ધારી મૂકેલી માઠી યુક્તિ કરવાની ઈયાગોએ તેજ રાતથી શરૂઆત કરી. સરદાર તરફ વફાદારી અને પ્યાર દેખાડવાના રૂપમાં તેણે કૅશીઓને દારૂ પીવા લલચાવ્યો (ચોકીદાર અમલદારે ચોકી વખતે દારૂ પીવો એ મોટો દોષ ગણાય છે.) થોડો વખત સુધી તો કૅશીઓએ આનાકાની કરી, પણ આખરે ઈયાગોએ બહારથી પ્રમાણિકતાનો દેખાવ રાખ્યો હતો તેથી ભૂલી જઇને તેણે ઉપરાસાપરી દારૂના ગલાસો પીવા માંડયા; (ઈયાગો તેને ગાયન સંભળાવી દારૂ પીવા શૂર ચઢાવતો ગયો), અને તેથી ડેસડીમોનાની સુંદરતાનાં તે વખાણ ઉપર વખાણ કરતો ગયો; આખરે જે દારૂરૂપી શત્રુને તેણે આવકાર આપ્યો હતો તેણે તેના મગજ ઉપર કાબુ મેળવ્યો; પછી ઈયાગોએ શીખવી મૂકેલા એક માણસે તેનું અપમાન કર્યું તેથી તરવારો નીકળી, અને મોન્ટેનો નામનો એક ભલો અમલદાર તેમને સમજાવી છૂટા પાડવા માટે વચ્ચે પડયો તે ઘાયલ થઈ ગયો. હવે મારામારી વધી અને ઈયાગો જેણે આ કજીઓ સળગાવ્યો હતો તેણે આને સાધારણ મારામારીનું રૂપ આપવાને બદલે જાણે લશ્કરી બળવો જાગ્યો હોય તેવી રીતે કિલ્લાને ચેતવણી આપનાર ઘંટ વગાડયો. ભયની ચેતવણી આપનાર ઘંટ સાભળીને ઑથેલો જાગી ઉઠયો અને કપડાં પહેરી બહાર આવ્યો અને કૅશીઓને તેનું કારણ પૂછવા લાગ્યો. કૅશીઓ આ વખત શુદ્ધિમાં આવ્યો હતો, તેનો દારૂ ઉડી ગયો, અને તેથી તે જવાબ આપતાં શરમાયો. કૅશીઓનો અપરાધ પોતે છૂપાવતો હોય, એવી રીતે ઈયાગોએ દેખાડવા માંડયું, પણ ઑથેલો પાસે ખરૂં કહેવાની પોતાની ફરજ હોય તેવી રીતે અચકાતાં અચકાતાં તેણે બધી વાત કહેવા માંડી (પોતાની વાત તો ખાઇજ ગયો. કારણ કે તે કૅશીઓને યાદ પણ ન હતી) અને કૅશીઓનો અપરાધ જાણે ઓછો બતાવતો હોય એવો દેખાવ કર્યો, પણ તેમાં તો વધારોજ કરતો હતો. તેનું પરિણામ એ આવ્યું કે, ઑથેલો સખત રીતે કાયદો પાળતો હતો તેથી તેણે કૅશીઓને લેફ્ટનન્ટની પદવી ઉપરથી દૂર કર્યો.

આ પ્રમાણે ઇયાગોની આ પહેલી યુક્તિ સફળ થઇ. પોતે જે હરીફને ધિક્કારતો હતો તેનું બુરૂં કરી તે આનંદ પામ્યો; પણ તે યુક્તિનો વધારે ઉપયોગ તો હજી તે રાતના તે કરનાર હતો. કૅશીઓ આથી બહુજ દિલગીર થયો. તેણે પોતાના દેખાતા મિત્ર ઇયાગો આગળ કહ્યું કે, મનુષ્ય ટળીને પશુ થવામાં તેણે મૂર્ખાઈ કરી હતી. સરદાર પાસે તે પોતાની જગા પાછી શી રીતે માગી શકે? તે મને દારૂડીઓ કહેશે. તે પોતાનો તિરસ્કાર કરવા લાગ્યો. ઇયાગોએ જાણે તેની ઉપર દયા ખાતો હોય એવો દેખાવ કરીને કહ્યું કે, તે અથવા કોઈ પણ માણસ પ્રસંગ પડે દારૂ પીએ છે; ચૂકયા તે ચૂકયા, તેનો હવે ઉપાય કરો. સેનાપતિની સ્ત્રીજ હાલ તો સેનાપતિ છે, તેનું ઑથેલોની ઉપર ચલણ છે. સૌથી સરસ તો સેનાપતિને સમજાવનાર ડેસડીમોના છે. તે ઉદાર દીલની ભલી સ્ત્રી છે તેથી સરદારને કૅશીઓ સાથે સલાહ કરાવી આપશે; તેથી સેનાપતિનું મન તમારી તરફ ખાટું થયુ છે તે પણ મટી જશે અને પ્રથમના જેવોજ તે તમારો મિત્ર થશે. જો ઇયાગોએ દુષ્ટ મનથી એ સલાહ આપી ન હોત તો એ ઘણી ઉપયોગી નીવડત. એનું પરિણામ આગળ જતાં જણાશે.

કૅશીઓએ ઇયાગોના શીખવ્યા પ્રમાણે કર્યું, અને તેણે ડેસડીમોનાને અરજી કરી, તે કોઇ પણ વાજબી કામ કરવાને તૈયાર થતી. તેણે કૅશીઓને વચન આપ્યું કે, તે પોતાના પતિની પાસે તેની તરફથી વકીલ તરીકે લડી મરવાને તૈયાર હતી. તે તરત આ કામ પાછળ આતુરતાથી મંડી અને ઑથેલો જે કૅશીઓ ઉપર અતિશય ગુસ્સે થઇ ગયો હતો છતાં ડેસડીમોનાને તરછોડી ન શકયો. પણ તેણે થોડો વખત જવા દેવા કહ્યું, કારણ કે, આવા અપરાધીને એકદમ ક્ષમા ન થાય. પણ તે હારી ખાય એવી ન હતી, તેણે કહ્યું કે, આવતી કાલે રાતના, અથવા તો તે પછીની સવારે, અથવા તો ચોથે દહાડે સવારે તેને ક્ષમા કરવી જોઇએ. વળી કૅશીઓ કેવો પશ્ચાત્તાપ કરે છે અને કેવો નમ્ર છે તે પણ તેણે જણાવ્યું, અને આટલા અપરાધ માટે આવી શિક્ષા યોગ્ય નથી એમ જણાવ્યું. પણ ઑથેલો આનાકાની કરવા લાગ્યો, ત્યારે તે બોલી, “શું! મારા

નાથ, **મીચેલ** કૅશીઓને તમારી તરફથી મારી પાસે મોકલતા હતા અને હું તમારા અવગુણ ગાતી હતી ત્યારે તમારી પક્ષમાં તે બોલતો હતો, તે કૅશીઓ માટે મારે આટલું બધું બોલવું જોઇએ ? આ તો નાની સરખી વાત છે. તમારા પ્રેમની પરીક્ષા લેવી હશે ત્યારે એનાથી ભારે ચીજ માગીશ." આવા વકીલને ઑથેલો ના પાડી ન શકયો તેથી તેણે ડેસડી-મોનાને વચન આપ્યું કે, **મીચેલ** કૅશીઓની તરફ હું કૃપા દૃષ્ટિ રાખીશ, પણ હાલ કામ છે માટે તેના કહેવા પ્રમાણેની મુદત આપવી.

એવું બન્યું કે, કૅશીઓ પોતાની તરફથી મહેરબાની કરીને ઑથેલોને સમજાવે તે માટે ડેસડીમોનાના ઓરડામાં આવ્યો હતો, ને ત્યાંથી પાછો ફરતો હતો એટલામાં બીજે દરવાજેથી ઑથેલો અને ઇયાગો દાખલ થયા; અને ઇયાગો જે કાવતરાખોર હતો તે આ જોઇ ધીમે સાદે બોલ્યો, " આ તો મને ગમતું નથી. " તેના બોલવા ઉપર ઑથેલોએ ધ્યાન ન આપ્યું; ખરેખરૂં જોતાં તો પોતાની પત્ની સાથેની વાતચીત વખતે તે આ વાત ભૂલીજ ગયો; પણ પાછળથી તે વાત તેને યાદ આવી. કારણ કે જ્યારે ડેસડીમોના ત્યાંથી ગઈ ત્યારે જાણે સહેજ પૂછતો હોય એવો દેખાવ કરીને ઑથેલોને ઇયાગોએ પૂછ્યું કે, તમે કુમારી અવસ્થામાં ડેસડીમોના સાથે પ્રીતિ જોડવા જતા હતા તે વાતની કૅશીઓને ખબર હતી કે નહિ ? તેનો જવાબ હામાં આપીને તે સરદારે કહ્યું કે, કૅશીઓ વારંવાર તેની તરફથી તેની પાસે જતો હતો; આ ઉપરથી ઇયાગો ભમર ચઢાવીને જાણે કોઈ વાતનો મુદ્દો મળ્યો હોય એવો દેખાવ કરીને બોલ્યો, " ખરેખર ! " ઓરડામાં દાખલ થતી વખતે કૅશીઓને ડેસડીમોના સાથે જોઇને ઇયાગો જે શબ્દો બોલ્યો હતો તે આ ઉપરથી તેને યાદ આવ્યા; આમાં કાંઈ પણ અર્થ હોવો જોઈએ એમ તેને લાગ્યું. ઇયાગોને ઑથેલો પ્રમાણિક અને પ્રીતિવાળો માણસ સમજતો હતો; લુચ્ચામાં જેટલી યુક્તિઓ હોય તેટલી બધી ઇયાગો જાણતો હતો, તેથી તે પ્રમાણિકપણાનું ડોળ ઘાલી શકતો હતો; ઇયાગો જે કાંઈ જાણતો હોય તે કહી જવા ઑથેલોએ તેની વિનંતી કરી, અને કહ્યું કે, નરતી વાત કહેતાં પણ અચકાવું નહિ. ઇયાગોએ કહ્યું, " એમાં અચકાવાનું

શું છે. ગમે તેવા શુદ્ધ હૃદયમાં પણ નઠારી વાત ભરાઈ જાય છે. સુંદર મહેલમાં પણ નઠારો પદાર્થ ભરાઇ જતાં વાર લાગતી નથી. વળી તેણે કહ્યું કે, હું કહેતાં અચકાઉછું તેનું કારણ એટલુંજ કે, કદાચિત્ સમજવામાં ભૂલ થઇ ગઈ હોય અને તેથી તે ( ઑથેલો ) ને દુઃખ થાય; તેના બોલવાથી ઑથેલોને હાની થાય; અને કોઈની સારી પ્રતિષ્ટા જતી રહે. આવા છૂટા છવાયા શબ્દો અને વાકયોથી ઑથેલોની તે જાણવાની જીજ્ઞાસા ઉશ્કેરાઇ, ત્યારે ઈયાગોએ તેને અદેખાઈ ન કરવા માટે ચેતવણી આપી; આવા કાવતરાથી આ પાપીએ અસાવધ ઓથેલોના મનમાં શક ઉત્પન્ન કર્યો. ઑથેલોએ કહ્યું, " મારી પત્ની સુંદર છે, મિજબાની અને મિત્રતાને ચહાય છે, બોલવે છૂટી છે, અને નાચ ગાયનમાં હુશિયાર છે તે હું જાણું છું. પણ જે સદ્‌ગુણી છે ત્યાં આવા સદ્‌ગુણો ભર્યા છે. મારી સ્ત્રીને બદ ગણવા પહેલાં તેના પુરાવા મને મળવા જોઇએ. " ઑથેલો તે વાત બરાબર માનતો ન હતો તેથી જાણે પોતે આનંદ પામ્યો હોય એવો દેખાવ કરીને ઈયાગોએ કહ્યું કે, તેની પાસે કાંઈ પુરાવો ન હતો, પણ જ્યારે તે ( ડેસડીમોના ) કૅશીઓ પાસે હોય ત્યારે તેની ચાલ ચલણ બરાબર રીતે જોવાની તેને ભલામણ કીધી. તેની ઝાઝી અદેખાઇ પણ ન કરવી, તેમજ તેની ઉપર ઝાઝો વિશ્વાસ પણ ન રાખવો, કારણ કે ( ઈયાગો ) ઓથેલોના કરતાં પોતાના દેશની ( અર્થાત્ ઇટાલી દેશની ) સ્ત્રીઓના સ્વભાવથી વધારે જાણીતો હતો. વેનીસની સ્ત્રીઓ ઘણાં ચરિત્રો કરે છે, પણ તે તેમના પતિ જાણી શકતા નથી. પછી તેણે યુકિતપૂર્વક સમજાવ્યું કે, ડેસડીમોના પોતાના બાપને ઠગીને ઑથેલો સાથે પરણી, અને તે એવી રીતે છૂપાવી રાખ્યું કે. તેથી તે બાપડો વૃદ્ધ એમજ સમજ્યો કે, તેની ઉપર જાદુ કરવામા આવ્યું છે. આ સાંભળી ઑથેલોનું મન શંકિત થયું, તેણે ધાર્યું કે, જે સ્ત્રી પોતાના બાપને ઠગે તે પતિને ઠગતાં શી વાર લગાડે ?

તેના મનમાં વહેમ ઉત્પન્ન કરાવવા માટે ઈયાગોએ તેની ક્ષમા માગી. ઑથેલો મનમાં તો ઇયાગોના શબ્દોથી દુઃખી થયો હતો, પણ તે સતાડી રાખીને તે ( ઈયાગો ) ને તેની વાત આગળ ચલાવવા દીધું,

અને ઇયાગો કુંશીઓ પોતાનો મિત્ર થતો હતો તેથી બધી વાત ન કહેવાય કહી ટુંક ટુંક કહેતાં વચ્ચે ક્ષમા માગવા યત્ન કરતો જણાતો. ધીમે ધીમે તેણે વધારે મોટી વાતો અડાવવા માંડી, તે પોતાના મુદ્દા ઉપર આવી પહોંચ્યો. ડેસડીમોનાએ પોતાના વર્ણના અને સ્વદેશના સુંદર જુવાનોને. છોડી દઇ તે મુર (ઑથેલો) ને પસંદ કર્યો હતો, તે મનના ફાંટાનું પરિણામ હતું, હાલ તે ફાંટો ફર્યો છે, પોતાના સ્વદેશ ઇટાલીના ગૌરવર્ણના અને સુંદર દેખાવના જુવાનો સાથે ઑથેલોને તે કેમ સરખાવી શકે. તેણે સમજાવ્યું કે, કુંશીઓ સાથે સલાહ કરવાની વાત હાલ પડતી મૂકો અને પછી જુઓ કે, ડેસડીમોના તેને માટે કેવી આતુર છે તે તરતજ તમને જણાશે. આ પ્રપંચી લુચ્ચાએ નિર્દોષ ડેસડીમોનાનો નાશ થાય માટે કેવી યુક્તિઓ લડાવી તે જુઓ; પ્રથમ તેણે કુંશીઓને સમજાવીને ડેસડીમોના આગળ પોતાના મધ્યસ્થ તરીકે મોકલવા કહ્યું; અને તેથીજ ડેસડીમોનાનો નાશ થાય એવી યુક્તિ શોધી.

ઇયાગો ઑથેલોથી છૂટો પડતાં તેને કહેતો ગયો કે, જ્યાં સુધી વધારે પુરાવો ન મળે ત્યાં સુધી તમારી પત્નીને તમારે નિર્દોષ ગણવી; ઑથેલોએ પણ સબૂરી રાખવા વચન આપ્યું; પણ તે વખતથી ઠગાયેલા ઑથેલોના મગજને શાંતિ ન મળી. અફીણ અને બીજા નિદ્રાજનક પદાર્થો તે ખાય તોપણ ગઇ કાલે સૂતો હતો તેવી શાંત મધુર નિદ્રા તેને ન આવે એવું તેનું મન થઇ ગયું. પોતાના ધંધા ઉપરથી તેનું મન ઉઠી ગયું. હથિયાર બાંધવાનો ઉમંગ તેને રહ્યો નહિ. તેનું અંતઃકરણ, લશ્કરનો દેખાવ, લડાઇનો ઝુંડો, અને કવાયદ જોઇ આનંદ પામતું હતું, અને નગારાનો અવાજ, અથવા રણશિંગડા અથવા ઘોડાનો ખંખાર સાંભળી કુદતું હતું, તે યોદ્ધાના એવા ગુણોને તજી દઈ નરમ પડી ગયેલું જણાયું, અને તેની લડાયક હીમત અને આગલો આનંદ તેને તજી ગયાં. કોઈ કોઈ વખત પોતાની પત્નીને તે સદ્ગુણી માનતો, અને કોઇ વખત નહોતો માનતો; ઘડીકમાં ઈયાગોને પ્રમાણિક માનતો, અને ઘડીકમાં અપ્રમાણિક તરીકે ગણતો; પોતે આ ન જાણ્યું હોત તો સારૂં એમ તે ઇચ્છવા લાગ્યો; કુંશીઓ તેની પત્નીને ચહાય છે એમ જ્યાં સુધી તેણે જાણ્યું ન

હતું ત્યાં સુધી તે સારો હતો; આવા વિચારોથી ગાંડા જેવો થઇને તેણે એક વખત ઇયાગોની ગરદન પકડીને કહ્યું કે, ડેસડીમોના અપરાધી છે એવું પુરવાર કર, નહિ તો તેની જુઠી વાતો કરવા માટે તારો જીવ લઇશ. પોતાની તરફ અવિશ્વાસ આવ્યો તેથી જાણે ગુસ્સે થઇ ગયો હોય એવો દેખાવ કરીને ઇયાગોએ ઑથેલોને પૂછયું કે, તેણે પોતાની પત્નીના હાથમાં કોઇ વખત બુટ્ટીદાર રૂમાલ જોયો હતો કે નહિ. ઑથેલોએ જવાબ આપ્યો કે, તે તો તેણે પોતેજ પહેલી બક્ષીસ તરીકે તેને આપ્યો હતો. ઇયાગોએ કહ્યું, "એજ રૂમાલથી મીચેલ કૅશીઓને મોઢું લુછતો મેં આજ દીઠો હતો." ઑથેલોએ કહ્યું, "જો એ ખરૂં હોય તો હું ભયંકર વેર લીધા વગર રહેનાર નથી; પ્રથમ તો તમારી પ્રમાણિકતાની નિશાની દાખલ કૅશીઓનો ત્રણ દિવસમાં જીવ લેવો; અને પેલી સુંદર પાપીણી (પોતાની પત્ની) ને તજી દઇ, એનો નાશ થાય એવો મધુર ઇલાજ શોધીશ."

રાઇ જેટલી વાત પણ અદેખાઇ ઉપજતાં પર્વત જેવડી થઇ પડે છે. કૅશીઓના હાથમાં પોતાની પત્નીનો રૂમાલ આવ્યો તે જાણી, તે કેમ આવ્યો તેની તપાસ કર્યા વગરજ ઑથેલોએ તેમના મોતની શિક્ષા નક્કી કરી. ડેસડીમોનાએ કૅશીઓને આવી ભેટ કદી આપી ન હતી, તેમજ તેના જેવી પતિવ્રતા સ્ત્રી, પોતાના પતિ તરફથી મળેલી ભેટ બીજા પુરુષને આપી પોતાના નાથના નામને બટ્ટો લગાડે એવી ઉછાંછળી ન હતી; કૅશીઓ અને ડેસડીમોના બેઉએ ઑથેલો સામેનો કાંઇ પણ અપરાધ કર્યો ન હતો. પણ પાપી ઇયાગો જે પોતાની યુક્તિમાં કદી પણ નિષ્ફળ થતો ન હતો તેણે પોતાની ભલી પણ ભોળી સ્ત્રીને સમજાવીને પોતાને તેવો રૂમાલ ભરાવવો છે એમ સમજાવીને ડેસડીમોના પાસેથી ચોરાવી મંગાવ્યો હતો, અને તે એવી તો રીતે તેણે કૅશીઓના જવા આવવાના માર્ગમાં નાંખ્યો કે જેથી તે તેના હાથમાં આવે અને તે પોતાની પાસે રાખે તો ડેસડીમોનાએ તેને ભેટ આપી છે એવા ઇયાગોના કહેવાને ટેકો મળે.

પછી ઑથેલો પોતાની પત્નીને મળ્યો અને પોતાનું માથું દુખે છે ( અને ખરેખર તેનું માથું દુખતુંજ હતું ) એમ કહી તે ઉપર બાંધવાનો એક રૂમાલ માગ્યો. તેણે રૂમાલ આપ્યો, ઑથેલોએ કહ્યું, " એ નહિ, મેં તને રૂમાલ આપ્યો છે તે આપ." ડેસડીમોના પાસે તે ન હતો ( કારણ કે તે ચોરાઈ ગયો હતો. ) ઑથેલો બોલ્યો, " કેમ ! આ તેં ખરેખરી ભૂલ કરી છે. તે એક ઈજીપ્શીઅન સ્ત્રીએ મારી માને આપ્યો હતો; તે સ્ત્રી કામણ ટુમણ જાણતી હતી અને લોકોનું ભવિષ્ય કહી શકતી હતી. તેણે મારી માને કહ્યું હતું કે, જ્યાં સુધી તે પોતાની પાસે રાખશે ત્યાં સુધી તે નમ્ર રહેશે અને મારો બાપ તેને ચહાશે; પણ જો તે ગુમાવી નાંખશે, તો મારો બાપ તેને જેટલો ચહાતો હતો તેટલોજ ધિક્કારશે. તેણે મરતી વખતે આ રૂમાલ મને આપીને જો હું પરણું તો તે મારી પત્નીને આપવા કહ્યું હતું. મેં તેમ કર્યું: જો ધ્યાન આપ. તારી આંખો જેમ વહાલી છે તેમ એનું જતન કરજે." તે ગભરાયેલી સ્ત્રી બોલી, " શું એ ખરૂં છે !" ઑથેલોએ કહ્યું, " હા, ખરૂં છે; એ જાદુઈ રૂમાલ છે. દુનિયામાં બસો વર્ષ જીવતી રહેલી એક ડાકણ ડોસીએ તે બનાવ્યો છે. જે રેશમના કીડાથી બન્યો છે તે કીડાઓને પવિત્ર કરવામાં આવ્યા હતા તેને રંગવામાં એક કુમારિકાની મમીનો ઉપયોગ કરવામાં આવે છે. " ડેસડીમોનાએ તે રૂમાલનું આવું માહાત્મ્ય સાંભળ્યું ત્યારે તો છેકજ મરવા જેવી થઇ ગઈ; તે રૂમાલ જડતો નથી એનો નિશ્ચય હતું; તે રૂમાલના ખોવા સાથે પોતાના પતિનો પ્રેમ પણ ખોયો એમ તેને લાગ્યું. પછી ઑથેલો ચોંકયો અને જાણે કાંઇ સાહસ કામ કરનાર હોય એવો દેખાયો; તેમ વળી તે રૂમાલ વારંવાર માગવા લાગ્યો, પણ તે તે આપી ન શકી. તેનું ધ્યાન આ ગંભીર બાબત ઉપરથી ફેરવવા માટે તે બીજી વાતો કરવા લાગી; તેણે આનંદી દીલે કહ્યું કે મને તો એમ લાગે છે કે, **મીચેલ કૅશીઓ**ની વાત તમારી પાસે ફરીથી ન કાઢું એટલા માટે તમે આ યુકિત કરી છે; આમ કહી ને તેનાં વખાણ કરવા લાગી, ( ઇયાગોએ પણ તેમજ કહ્યું હતું ), આથી ગુસ્સે થઇને ઑથેલો ઓરડામાંથી જતો રહ્યો, અને ડેસડીમોનાને મનમાં શંકા ઉપજી કે, તેનો પ્રતિ અદેખો થયો છે.

પોતાનો શો અપરાધ થયો હશે તે તે જાણી ન શકી, અને પછી પોતાના આવા અમીરી ઑથેલો તરફ શક લાવવા માટે પોતાનેજ ઠપકો આપવા લાગી. તેણે ધાર્યું કે વેનીસ અથવા બીજા કોઈ રાજ્ય તરફથી ખેદકારક સમાચાર અથવા રાજ્ય તરફથી સંતાપના સમાચાર આવ્યા હશે અને તેથી તેનું મન ગુંચવાયું હશે, તેથીજ મારા નાથના આનંદી સ્વભાવમાં ફેરફાર થઈ ગયો હશે. તેણે કહ્યું, "માણસો દેવ નથી. લગ્ન પહેલાં પુરૂષો પોતાની પ્યારીઓ ઉપર પ્રેમ અને આદરભાવ રાખે છે તેટલો પાછળથી રાખતા નથી." પોતાના પતિ વિષે શંકા ઉપજી તેથી તે પશ્ચાત્તાપ કરવા લાગી. જ્યારે તેઓ બીજી વખત મળ્યાં ત્યારે ઑથેલોએ તેની ઉપર વ્યભિચારનો અને પરપુરૂષ ઉપર પ્રેમ રાખવાનો આરોપ ખુલ્લી રીતે મૂક્યો, પણ તેનું નામ ન દીધું; પછી ઑથેલો રડયો ત્યારે ડેસડીમોના બોલી, "અફસોસ ! કેવો દુઃખનો દિવસ ! તમે શા માટે રડો છો ?" ઑથેલોએ જવાબ આપ્યો કે, દરિદ્રતા, રોગ, અપયશ, વગેરે બધી જાતનું દુઃખ હું ધીરજથી સહન કરી શકત, પણ તારા જાર-કર્મથી મારૂં અંતઃકરણ ભાગી પડયું છે; તે જન્મી ન હોત તો સારૂં થાત એમ તેણે કહ્યું. એમ કહી તે ત્યાંથી ગયો, ત્યારે આ નિર્દોષ સ્ત્રી એટલી તો આશ્ચર્યથી ગભરાઈ ગઈ કે દુઃખથી તેની આંખો ભારી થઇ આવી, અને તેણે દાસીને પથારી કરવા કહી, પોતાના લગ્ન વખતની ચાદર ત્યાં મૂકવા જણાવ્યું; તેણે કહ્યું કે લોકો જ્યારે પોતાના બાળકોને શીખવે છે ત્યારે નરમ ઉપાયો અને થોડે થોડે શીખામણ આપે છે, ઑથેલોએ પણ તેમજ શાંત મનથી કહેવું હતું, કારણ કે હું સોગન ખાઇને કહું છું કે, મને કોઇ ધમકાવે છે ત્યારે હું બાળક જેવીજ થઇ જાઉં છું. આ કોમળ સ્વભાવની સ્ત્રીએ આટલાજ શબ્દોમાં પોતાનું દુઃખ જાહેર કર્યું.

ડેસડીમોના સૂવા ગઇ તે વખતે તેને એવી આશા હતી કે, તેનો પતિ તરત આવશે. પણ તેનું હૈયું દુઃખ સાગરમાં ગરક થઇ ગયું હતું તેથી તેને તરત ઉંઘ આવી ગઈ, તે પછી ઑથેલો પોતાની પત્નીને મારી નાંખવાનું કાળું કર્મ કરવાના વિચારથી તે ઓરડામાં પેઠો. પણ

જ્યારે તેણે તેને ઉંઘતી દીઠી ત્યારે તેને વિચાર આવ્યો કે, મારે એનું લોહી તો ન છાંટવું, આરસપહાણના કરતાં વધારે ગોરી ચામડી ઉપર ઘા તો ન કરવો. પણ તે મરવી તો જોઈએ એવો તેનો દઢ નિશ્ચય હતો; નહિ તો કે (તેના કહેવા પ્રમાણે) જેમ તેણે તેને ફસાવ્યો છે તેમ બીજા માણસોને પણ તે ફસાવશે. પછી તેણે તેને (તેના કહેવા મુજબ) છેલ્લી વખત ચુંબન કર્યું; ચુંબન એટલું તો મધુર લાગ્યું કે બીજી વખત ચુંબન કરવાની તેને ઈચ્છા થઈ. પણ તે રડવા લાગ્યો, તેણે કહ્યું કે, તે ઘાતકી આંસુ હતાં.

તેનાં ચુંબનોથી ડેસડીમોના જાગી ઉઠી, ઑથેલોની તરફ જોયું તો તેને તેણે હોઠ કરડતો અને આંખો ફેરવતો દીઠો. તેના આવા દેખાવથી તે ભયંકર છે એમ તે જાણતી હતી; તેણે તેને મરવા માટે તૈયાર થવા પ્રાર્થના કરી લેવા કહ્યું, કારણ કે તે તેના આત્માને મારી શકતો ન હતો. આ નિર્દોષ પત્નીએ તેને આશરે પડી, તેની દયા માગી, પોતાનો અપરાધ જાણવા માગ્યો. તેણે (ઑથેલોએ) કૅશીઓનું નામ દીધું અને તેણે (ડેસડીમોનાએ) આપેલા રૂમાલની વાત કહી. આ નિરપરાધી સ્ત્રી પોતાનું નિર્દોષપણું સાબેત કરવા જતી હતી, પણ તેનું ન સાંભળતાં એકદમ તેને ચાદરમાં લપેટીને તેણે ગુંગળાવી મારી નાંખી.

તેજ પળે ઘાયલ અને લોહીલુવાણ થયેલો કૅશીઓ જેને મારી નાંખવા માટે ઈયાગોએ પોતાના એક માણસને મોકલ્યો હતો, તે દાખલ થયો. તે મારો કૅશીઓને મારી નાંખવામાં ફતેહ પામ્યો ન હતો (તેને તેણે જખમી કર્યો હતો, પણ તે જખમ જીવલેણ ન હતો); પોતાનું પાપ કદી ખુલ્લું થશે એવી ધાસ્તીથી ઈયાગોએ પોતાના તે માણસને મારી નાંખ્યો; તેના ગજવામાંથી ઈયાગોના કાવતરાના કેટલાક કાગળો પકડાયા, તેનાથી કૅશીઓની નિર્દોષતા જાહેર થઈ; અને હવે કૅશીઓ ઑથેલોની ક્ષમા માગવાને પાસે આવ્યો, અને પોતે તેનો એવો તે શો અપરાધ કર્યો હતો કે, જેથી તેને મારી નાંખવા માટે ઈયાગોને તેણે આજ્ઞા કરી હતી તે પૂછ્યું.

આ શોધનો ફટકો ઑથેલોને સજ્જડ લાગ્યો, તેને ખુલ્લુંજ જણાયું કે, તે પોતે એક ખુની હતો અને તેની નિર્દોષ પત્ની પતિવ્રતા હતી; આ શોધથી તેનું જીવતર તેને ભારી લાગ્યું અને તેથી પોતાની તરવાર મારી પોતાની નિર્દોષ સ્ત્રીના શબ ઉપર પડી મરણ પામ્યો.

આ અવિચારી કૃત્યથી ત્યાં હાજર રહેલા બધાના દીલમાંથી કંપારી અને ત્રાસ છૂટયાં, કારણ કે ઑથેલોની આબરૂ સારી હતી, અને જ્યાં સુધી તે લુચ્ચાના કાવતરાનો ભોગ થયો ન હતો ત્યાં સુધી તે એક પ્રેમાળ ભરથાર હતો. જ્યારે તેને પોતાની ભૂલ માલમ પડી ત્યારે અરબસ્થાનના ઝાડોમાંથી જેમ ગુંદર નીકળી પડે છે તેમ તેની આંખોમાંથી આંસુ નીકળ્યાં અને જ્યારે તે મરી ગયો ત્યારે તેની બહાદૂરી અને ગુણોનાં બધા વખાણ કરવા લાગ્યા. તેની જગા મેળવનાર સેનાપતિને માત્ર એકજ કામ કરવાનું હતું. તે એ કે ઈયાગોને પકડીને સખતમાં સખત શિક્ષા કરવી; તેણે તેને દુઃખ દઇને માર્યો; અને આ પ્રખ્યાત સરદારના મરણના શોકજનક સમાચાર તેમણે વેનીસ દરબારમાં મોકલ્યા.

સમાપ્ત.

## રૂ. ૧૦૦૦ માં એક નાની સરખી લાયબ્રેરી બનાવી શકાય તેવાં ચુંટી કહાડેલાં ઉપયોગી પુસ્તકોનું લીસ્ટઃ—

| | | |
|---|---|---|
| મહાભારત સંપૂર્ણ. ૧૮ પર્વ. ... .... | ૫૦ | ૦ |
| સ્ટૅન્ડર્ડ ઈંગ્લીશ ઈન્ટુ ગુજરાતી ડીક્ષનેરી—બાય વ્યાસ એન્ડ પટેલ. એક વૉલ્યુમમાં .... | ૧૮ | ૦ |
| ” ” ” બે વૉલ્યુમમાં ... | ૧૯ | ૦ |
| સરસ્વતીચંદ્ર. ભાગ ૧ થી ૪. .... ... | ૧૨ | ૧૨ |
| રજપૂતોની રંગભૂમિ (સચિત્ર) ... ... | ૨ | ૮ |
| બંસરીબાલા (સચિત્ર) .... ... | ૩ | ૦ |
| ભુવનમોહિની (સચિત્ર) ... ... | ૨ | ૮ |
| અમર ચરિત્ર. ભા. ૧–૨–૩–૪ .... ... | ૧૬ | ૦ |
| નીલમ–માણેક. ભા. ૧ થી ૮. ... ... | ૧૨ | ૦ |
| મધુરી. ભા. ૧–૨ (સચિત્ર) .... ... | ૪ | ૦ |
| પાકશાસ્ત્ર .... ... ... .... ... | ૩ | ૦ |
| સેલ્ફ જાપાનીઝ ટીચર ... ... .. | ૨ | ૦ |
| ગુજરાત સર્વસંગ્રહ ... ... ... | ૨ | ૦ |
| પતિવ્રતા સતિઓ (સચિત્ર) ... ... | ૩ | ૮ |
| ઝાંસીની રાણી (સચિત્ર) ... ... | ૩ | ૦ |
| ગુજરાતની જૂની વાર્તાઓ ... ... ... | ૩ | ૦ |
| વહુને શીખામણ ... ... .... ... | ૧ | ૪ |
| ફીરોજમહાલ યાને દોલત. નવલકથા. ... | ૩ | ૦ |
| વાલ્મીકી રામાયણ .... ... ... | ૭ | ૦ |
| આયતાંપર કોયતું (સચિત્ર) ... ... | ૫ | ૦ |

| | | |
|---|---|---|
| સતીધર્મ પતિસેવા અને સમાજ. પ્રથમ રત્ન ... | ૨ | ૮ |
| ,, ,, ,, દ્વિતીય રત્ન ... | ૩ | ૦ |
| ધનવાન ... .... .... ... ... | ૧૦ | ૦ |
| પૉકેટ ઇંગ્લીશ ગુજરાતી ડીક્ષનેરી ... ... | ૨ | ૮ |
| ઇંગ્લીશ ગુજરાતી ડીક્ષનેરી ( કન્ડેન્સ્ડ ) .... | ૬ | ૦ |
| ખુબસુરત મક્કાર .... ... ... | ૨ | ૮ |
| કાયદાનો શિક્ષક ... ... ... | ૧૫ | ૦ |
| ગુજરાતી અરેબીયન નાઈટ્સ ... .... | ૧૦ | ૦ |
| કથા સરિત્સાગર વૉલ્યુમ્સ ૧–૨ ... ... | ૬ | ૦ |
| પ્રૅક્ટીકલ ઍસ્ટ્રોલૉજી ( હોમીયારકૃત ) .... | ૬ | ૦ |
| ગ્રહગણિત ( પ્રેકટીકલ ઍસ્ટ્રોલૉજીની પુરવણી ) | ૧ | ૦ |
| તેજપ્રભા ( નવલકથા ) .... .... ... | ૨ | ૦ |
| કરણઘેલો .... ... ... ... | ૨ | ૦ |
| નવી જીંદગી ... ... .... .... | ૩ | ૦ |
| ઇંગ્લંડનો ઇતિહાસ ... ... .... | ૩ | ૦ |
| વનસ્પતિશાસ્ત્ર .... ... ... .... | ૧૨ | ૦ |
| શુશ્રુત સંહિતા ( વૈદકનો ઉત્તમ ગ્રંથ ) .... | ૧૦ | ૦ |
| બારીસ્ટરની બૈરી ... ... ... | ૨ | ૮ |
| નીરંજન અથવા વરઘેલી વનિતા .... .... | ૩ | ૦ |
| અનંગ વિષ ( સચિત્ર નવલકથા ) .... .... | ૨ | ૮ |
| વેરની વસુલાત ... ... ... .... | ૩ | ૮ |
| પ્રૅક્ટીકલ સાઈકૉલૉજી ( હોમીયારકૃત ) ... | ૩ | ૮ |
| તુલસીકૃત રામાયણ મૂળ તથા ગુજરાતી ભાષાંતર | ૮ | ૦ |
| કાવ્ય માધુર્ય .... .... .... .... | ૨ | ૮ |
| સ્ત્રીઓની મહત્તા. ... ... ... | ૨ | ૦ |

| | | |
|---|---|---|
| મણી અને મોહન અથવા ભાગ્યહીન ભાઈ બેહેન | ૨ | ૮ |
| યોગ વાસિષ્ઠ મહારામાયણ વૉલ્યુમ્સ ૧–૨ | ૧૦ | ૦ |
| બેમાન સંગ્રહ (સચિત્ર) .... .... | ૫ | ૦ |
| વિવેકાનંદ વિચારમાલા. વૉલ્યુમ્સ ૧ થી ૫ | ૧૭ | ૮ |
| ફાર્બસકૃત રાસમાલા વૉલ્યુમ પહેલું .... | ૫ | ૮ |
| મોહબત કે મુશીબત (મી. પીજામકૃત) (સચિત્ર) (૩૪ પીકચર્સ) ... ... ... | ૫ | ૦ |
| પાટણની પ્રભુતા .... .... .... ... | ૨ | ૮ |
| ભારત લોકકથા. ભાગ ૧ થી ૯ .... .... | ૧૮ | ૦ |
| ગુજરાતનો નાથ (સચિત્ર) ... .... | ૪ | ૮ |
| નવલ ગ્રંથાવલી. ભાગ ૧–૨–૩. ... .... | ૭ | ૮ |
| નીતિ દર્પણ .... ... .... .... | ૩ | ૦ |
| કૃષ્ણચરિત્ર .... .. .... .... | ૧ | ૮ |
| પોરટુગીઝ ભાષાનો ભોમીઓ ... .... | ૨ | ૮ |
| ચેસ્ટરફીલ્ડનો પુત્ર પ્રતિ ઉપદેશ .... .... | ૧ | ૮ |
| ભોજ અને કાલીદાસ (સચિત્ર) .... ... | ૪ | ૦ |
| હીંદુસ્તાનના દેવો .... ... ... | ૫ | ૦ |
| રતન લૉજનું રમખાણ .... ... .... | ૨ | ૮ |
| નર્મ કવિતા ... ... ... ... | ૬ | ૦ |
| શીરીનની કહાણી અથવા અંજીર બાગની કતલ | ૭ | ૦ |
| દુન્યા કે દોજખ .... ... ... | ૩ | ૦ |
| જીવતું દોજખ ... ... .... ... | ૩ | ૦ |
| પૃથરાજ ચૌહાણ અને ચંદબરદાઈ (સચિત્ર) | ૩ | ૦ |
| વિવિધ સુખાભાસ ... .... .... | ૩ | ૦ |
| જાતક પારિજાતક .... .... .... .... | ૫ | ૦ |

| | | |
|---|---|---|
| જ્યોતિષ કલ્પતરૂ વૉલ્યુમ્સ. ૧-૨. .... | ૧૦ | ૦ |
| જ્ઞાન ચિંતામણી .... ... ... ... | ૨ | ૮ |
| મોક્ષ મંદિર ... ... ... ... | ૩ | ૦ |
| અપવાસ ભાગ ૧-૨ .... .... ... | ૪ | ૮ |
| એકાદશ ઉપનિષદો મૂળ તથા ગુજરાતી ભાષાંતર ... ... .... ... | ૧૦ | ૦ |
| તત્વાનુસંધાન મૂળ તથા ગુજરાતી ભાષાંતર ... | ૩ | ૦ |
| સંગીત રામાયણ .... .... .... | ૨ | ૮ |
| યજુર્વેદી આન્હીક સુત્રાવલી ... ... | ૩ | ૦ |
| પ્રવીણ સાગર સટીક મોટો સચિત્ર અસલી .... | ૧૨ | ૦ |
| પુરૂષ શાસ્ત્ર ... ... ... .... | ૩ | ૮ |
| મૂર્તિની આંખનો હીરો ... ... .... | ૧ | ૮ |
| મુશ્કીલ આશાન .... ... .... | ૩ | ૮ |
| પ્રપંચ જાલ ( નવલકથા ) .... .... | ૧ | ૮ |
| કૉટન કાર્ડિંગ અને સ્પીનીંગ .... .... | ૧૦ | ૦ |
| ગંધાતો ગુલાબ ( નોવેલ ) .... .... | ૩ | ૦ |
| દુઃખી દાદીબા. ... ... ... .... | ૭ | ૦ |
| બ્રહ્મસૂત્ર શાંકર ભાષ્ય ... . ... | ૭ | ૦ |
| પૃથુકુમાર ( સચિત્ર ) નવલકથા .... .... | ૨ | ૮ |
| ટૉડ રાજસ્થાન ... ... .... ... | ૧૦ | ૮ |
| ગુલામગીરીનો ગજબ ( સચિત્ર ) .... .... | ૨ | ૦ |
| મંદારીકા અથવા મદઘેલી મનોરમા ... | ૩ | ૮ |
| સંજોગનો ભોગ ( સચીત્ર ) ... .... | ૩ | ૦ |
| બેદીલ કે બેવફા ... ... .... | ૨ | ૮ |
| ગુજરાતી મટીરીઆ મેડીકા .... ... | ૭ | ૦ |

| | | |
|---|---|---|
| નેપોલીયન બોનાપાર્ટનું જીવનચરિત્ર .... | ૨ | ૮ |
| જાત મહેનત .... .... .... .... | ૬ | ૦ |
| સંસાર દર્શન .... ... ... .... | ૩ | ૦ |
| મુફ્ત નવાલો—સેહતાનનો હવાલો .... .... | ૨ | ૮ |
| મ્હારી કમલા અને બીજી વાતો .... .... | ૧ | ૮ |
| કુસુમાવલી .... .... ... ... | ૧ | ૧૨ |
| શેર સોદા અને શેર બજાર .... .... | ૩ | ૮ |
| મનોરમા ( હીંદુ સંસારી વાર્તા ) ... .... | ૨ | ૦ |
| સફેદ ઠગ .... ... .... ... | ૨ | ૮ |
| કમલાના પત્રો .... .... .... .... | ૨ | ૦ |
| મ્હારી વીસ વાર્તાઓ .... .... .... | ૨ | ૦ |
| બાળ સદ્બોધ વાર્તા શતક .... ... | ૧ | ૮ |
| નીલમ માણેકની સંતતિ. ભાગ ૧ થી ૪ ( સચિત્ર ) .... .... .... | ૪ | ૦ |
| નવલ નવરંગી યાને ફેશનની ફીશીયારી. ... ( બહુજ રસિક નવલકથા ) .... ... | ૪ | ૮ |
| લાલમ લાલ યાને સુરતી સેલાણી ... ... | ૨ | ૦ |
| સ્રીધર્મ ગીતા .... ... ... ... | ૨ | ૮ |
| કૈલાસ માનસ સરોવર દર્શન. ... ... | ૨ | ૮ |
| એક્ષેલસીયર મ્યુઝીક ગાઈડ ... .... | ૨ | ૮ |
| મહાકાલીની મૂર્ત્તિ .... .... ... | ૪ | ૦ |
| તકલીદી તાજ ... .... ... ... | ૩ | ૮ |
| સંસારી કે સન્યાસી ... ... ... | ૨ | ૦ |
| મધુ માલતી. ભાગ ૧—૨ .... .... .... | ૫ | ૦ |
| સતીધર્મ પતિસેવા. ભાગ ૧—૨ ... .... | ૫ | ૮ |
| વહેમી વનિતા ( પ્રાઈડ એન્ડ પ્રેજ્યુડીસ ) ... | ૨ | ૮ |

| | | |
|---|---|---|
| ડૂબતું વહાણ (રવીન્દ્રનાથ ટાગોરના બંગાળીનું ગુજરાતી ભાષાંતર) .... .... | ૪ | ૦ |
| ભાઇશંકર ગ્રંથમાલા ... .... .... | ૩ | ૦ |
| આત્મ પુરાણ .... ... ... ... | ૮ | ૦ |
| ધન–રમત યાને શેરબજારનો સટ્ટો. ... ... | ૩ | ૮ |
| જ્ઞાનેશ્વરી ભગવદ્ ગીતા ... .... ... | ૭ | ૦ |
| શ્રીમદ્ ભાગવત ભાષાંતર. .... ... | ૧૦ | ૦ |
| વિશુદ્ધ પ્રેમ જ્યોતિ યાને વિલાસી રમણી ... | ૧ | ૦ |
| બહાદુર કલો અને અનાથ તારા તથા પ્રમાદસુંદરી | ૪ | ૦ |
| પ્રમાદધનની પ્રભુતા (સચિત્ર) ... ... | ૪ | ૦ |
| ઓમર પાશા ... ... .... .... | ૭ | ૦ |
| વિચિત્ર જગત્. ભાગ ૧, ૨. .... .... | ૬ | ૦ |
| વિષ્ણુ પુરાણ ... ... ... ... | ૩ | ૮ |
| સૈનિકની સુંદરી .... .... .... .... | ૪ | ૦ |
| શ્રીમતી વિજયા .... .... .... ... | ૩ | ૦ |
| ગુજરાતી અંગ્રેજી કહેવતો. ... .... | ૦ | ૧૨ |
| મહાત્મા ગાંધીજીનું જીવન ચરિત્ર ... ... | ૪ | ૦ |
| આર્ય ભિષક્ અથવા હિંદુસ્તાનનો રાજવૈદ ... | ૪ | ૮ |
| કાલરાત્રિનું ખુની ખંજર. ભાગ ૧–૨ ... | ૬ | ૦ |
| વીર અને વીર પૂજા .... ... .... | ૩ | ૦ |
| વેર વસુલ. ભાગ ૧–૨–૩–૪ .... ... | ૧૨ | ૦ |
| કુંદન અને કુસુમ. ભાગ ૧ થી ૮ .... .... | ૧૦ | ૦ |
| વિશ્વલીલા ... .... ... ... | ૨ | ૦ |
| વનસ્પતિશાસ્ત્ર ... .... ... ... | ૧૨ | ૦ |
| સહચરી ... ... ... .... | ૨ | ૮ |

| | | |
|---|---|---|
| બહાદુર બાલા ... ... ... ... | ૩ | ૦ |
| ગુલીસ્તાનનું ગુલ .... ... .... | ૪ | ૦ |
| માકી ચવિત્રી .... .... ... ... | ૪ | ૦ |
| સમરકંદનો શાહજાદો .... ... ... | ૨ | ૦ |
| જીલુ ગોરાણી .... ... ... ... | ૪ | ૦ |
| અક્કલના સમુદર ... .... ... | ૪ | ૦ |
| મુંબાઇથી કાશમીર ... ... .... | ૪ | ૦ |
| ભુલભુલામણી ... ... .... ... | ૪ | ૦ |
| ટોચકા સંગ્રહ ... .... ... .... | ૪ | ૦ |
| અઠંગ ઉઠાવગીર. ભાગ ૧–૨. ... ... | ૫ | ૦ |
| કલાપોનો કેકારવ ... .... ... | ૪ | ૦ |
| પાતંજલ યોગદર્શન .... .... .... | ૩ | ૮ |
| ઍમ. એ. બના કે કયું મેરી મિટ્ટી ખરાબ કી | ૨ | ૮ |
| આગ્રાનો ખજાનો ... .... .... | ૨ | ૦ |
| નવો જમાનો અમૃત કે ઝેર ... .... | ૪ | ૦ |
| ચુડેલનો વાંસો અથવા એક નટીની આત્મકથા | ૪ | ૦ |
| ગુલવાડીનું ગુલાબ ... ... ... | ૫ | ૦ |
| મા સગી કે સાવકી .... .... ... | ૧ | ૪ |
| ભરત ગુંથણ ... ... ... ... | ૨ | ૦ |
| વેતરવા તથા શીવવાની કલા ... .... | ૧ | ૧૨ |
| ગુંથણ કલા. ભાગ બીજો તથા ત્રીજો દરેકના ... | ૨ | ૮ |
| નારીદેહ તત્વ .... .... .... ... | ૧ | ૪ |
| લેવુઆ પુરાણ .... .... .... .... | ૧ | ૪ |
| દક્ષિણનો વાઘ ... .... ... .... | ૩ | ૦ |
| લાલન વણઝારી .... .... .... | ૨ | ૦ |
| લીના અથવા ફ્રીફ્લેશ બારીસ્ટર ... ... | ૨ | ૦ |

| | | |
|---|---|---|
| નવલગંગા ... .... ... ... | ૪ | ૦ |
| ચંદ્રકલા ... .... ... ... ... | ૨ | ૮ |
| મધુરી અથવા પ્રેમ ઘેલી પ્રમદા .... .... | ૪ | ૦ |
| નરસિંહ મ્હેતા કૃત સંગ્રહ .... .... | ૩ | ૮ |
| દશકુમાર ચરિત્ર ... ... ... | ૨ | ૦ |
| મૃગશીર્ષ .... ... .... .... | ૨ | ૮ |
| ચિદ્દઘનાનંદી ભગવદ્ ગીતા ... ... | ૬ | ૦ |
| પ્રેમાનંદકૃત પદબંધ ભાગવત ... .... | ૬ | ૦ |
| ચમત્કાર મયૂખ યાને ત્રિકાલદર્શી આયના | ૩ | ૦ |
| નર્મકથા કોષ ... .... .... .... | ૨ | ૮ |
| બૃહત્ કાવ્ય દોહન. ભાગ બીજો ... .... | ૩ | ૦ |
| ,, ,, ભાગ ત્રીજો ... .... | ૫ | ૦ |
| ,, ,, ભાગ છઠ્ઠો .... ... | ૬ | ૦ |
| ,, ,, ભાગ સાતમો ... ... | ૩ | ૦ |
| ,, ,, ભાગ આઠમો ... ... | ૩ | ૦ |
| દયારામકૃત કાવ્ય સંગ્રહ .... .... | ૨ | ૮ |
| મેઘદૂત (કીલાભાઈ કૃત) .... .... | ૩ | ૦ |
| પારાશર સ્મૃતિ .... ... ... .... | ૨ | ૦ |
| ભામિનિ ભૂષણ. ભાગ પ્હેલો .... .... | ૨ | ૦ |
| ,, ,, ભાગ ચોથો ... ... | ૨ | ૦ |
| ધર્મવિચાર .... ... .... ... | ૧ | ૮ |
| પંચદશી. મૂલ તથા ગુજરાતી ભાષાંતર .... | ૬ | ૮ |
| વ્રતરાજ. મૂલ તથા ગુજરાતી ભાષાંતર ... | ૫ | ૦ |
| વિચાર સાગર. મૂલ તથા હીંદી ટીકા .... | ૬ | ૦ |
| ભદ્રંભદ્ર ... .... ... .... | ૨ | ૦ |
| કુસુમવાડી (રવીન્દ્રનાથ ટાગોર કૃત) .... | ૦ | ૧૨ |

| | | |
|---|---|---|
| વિશ્વમોહિની. ભાગ ૧, ૨, ૩, ૪. .... ... | ૧૬ | ૦ |
| કલીયોપેટ્રા યાને મિસરની મહારાણી ... | ૧ | ૮ |
| વિક્રમની વીસમી સદી .... .... ... | ૬ | ૮ |
| અરવિન્દ ઘોશકૃત પૂર્ણયોગ. ખંડ પ્હેલો ... | ૩ | ૮ |
| ” ” ” ખંડ બીજો .... | ૩ | ૮ |
| ” ” ગીતા નિષ્કર્મ .... .... | ૩ | ૧૨ |
| શંકરાચાર્યકૃત પંચરત્ન .... ... .... | ૧ | ૪ |
| પંચીકરણ (વેદાન્તનો ઉત્તમ ગ્રંથ) .... | ૨ | ૦ |
| સાહિત્ય પ્રવેશિકા .... ... .... | ૨ | ૪ |
| પંચરત્ન ગીતા (જયકૃષ્ણ મહારાજની ટીકાવાલી) | ૭ | ૦ |
| પંચરત્ન ગીતા. મૂલ તથા ગુજરાતી ભાષાંતર | ૨ | ૦ |
| ત્રિરત્ન ગીતા (ગીતાજી વિગેરે. ગુજરાતી લીપીમાં) | ૦ | ૧૦ |
| માર્કસ ઑરેલીયસના વિચારો ... ... | ૨ | ૦ |
| રતિશાસ્ત્ર અથવા કોકશાસ્ત્ર .... .... | ૩ | ૮ |
| દયારામકૃત કાવ્ય મણીમાલા ... .... | ૨ | ૦ |
| દયારામભાઇનું જીવન ચરિત્ર .... .... | ૨ | ૮ |
| બ્રહ્મોત્તર ખંડ. મૂલ તથા ગુજરાતી ભાષાંતર ... | ૨ | ૦ |
| વ્યાપાર શિક્ષક ... ... ... ... | ૫ | ૦ |
| મિત્ર ધર્મ .... .... ...., ... | ૧ | ૦ |
| સંધ્યા અથવા મરાઠી રાજ્યનો સૂર્યાસ્ત .... | ૧ | ૦ |
| હુન્નરનો અરક. ભાગ ૧–૨ .... .... | ૩ | ૦ |
| રાનડેઝ રાઇટીંગ્ઝ ઍન્ડ સ્પીચીઝ (ઇંગ્લીશમાં) | ૩ | ૦ |
| મોગલ સંધ્યા ... .... .... .... | ૨ | ૦ |
| દીવાને સાગર .... ... .... ... | ૩ | ૮ |
| પી. એમ. ભટ્ટ કૃત ઇંગ્લીશ ગુજરાતી ગ્રામર | ૨ | ૦ |
| કાઠીયાવાડની જૂની વાતો .... ... .... | ૨ | ૮ |
| પતિવ્રતા બેગમ લુત્પુન્નિસા ... .... | ૨ | ૦ |

| | | |
|---|---|---|
| સીતારનો શોખ .... .... .... | ૨ | ૦ |
| ભવિષ્યવેત્તા ... ... ... ... | ૫ | ૦ |
| નૂપુરઝંકાર .... ... ... .... | ૧ | ૮ |
| રત્નાવલી નાટિકા. ... ... .... | ૧ | ૪ |
| સુંદરી સૌભાગ્ય સર્વસ્વ .... .... .... | ૩ | ૦ |
| શ્રી શંકરાચાર્ય અને શંકર દિગ્વિજય .... | ૪ | ૦ |
| મુંબાઈમાં ચાલતા જુદા જુદા તોલ અને હિસાબની રીત | ૪ | ૦ |
| મધુરાણી (રવીન્દ્રનાથ ટાગોર કૃત) .... | ૩ | ૮ |
| ગુજરાતી ભાષાનું બૃહદ્ વ્યાકરણ ... .... | ૩ | ૮ |
| સૌભાગ્ય સંગીત સંગ્રહ .... ... .... | ૧ | ૦ |
| ગૃહવ્યવસ્થા .... ... ... ... | ૧ | ૦ |
| સૌભાગ્ય શિક્ષાબ્ધિ .... .... ... | ૧ | ૪ |
| મૃણાલિની (નવલકથા) ... ... .... | ૧ | ૪ |
| ટેલરકૃત ગુજરાતી વ્યાકરણ .... ... | ૨ | ૦ |
| ખાન સાહેબકૃત હીન્ટસ ઑન ધી સ્ટડી ઑફ ગુજરાતી | ૧ | ૪ |
| હાથ વણાટ. ભાગ ૧–૨ ... ... ... | ૫ | ૦ |
| ભીષ્મ ચરિત્ર .... .... .... ... | ૩ | ૮ |
| વસંત વિજય ભાગ ૧–૨–૩–૪ .... .... | ૧૩ | ૮ |
| અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ ... | ૩ | ૮ |
| અનંગ મોહિની .... ... ... | ૩ | ૮ |
| અનવર કાવ્ય .... ... .... ... | ૨ | ૮ |
| અરવિંદઘોશકૃત વિચાર માલા ... ... | ૪ | ૦ |
| મણિકાન્ત કાવ્ય માલા (સચિત્ર) .... ... | ૩ | ૦ |
| ,, ,, લાયબ્રેરી એડીશન .... ... | ૪ | ૦ |
| પૃથ્વી વલ્લભ .... ... ... .... | ૧ | ૮ |
| ચક્રવર્તી હમ્મીર અથવા ચિતોડનો પુનરૂદ્ધાર | ૩ | ૮ |